# ગિરિશૃંગે

## પૂજ્યપાદ સ્વામી શ્રી અનંતાનંદજીના સુવાચ્ય સંસ્મરણમાંથી

સંગ્રાહકઃ—કહાન ચકુ ગાંધી

પ્રકાશક

'ગુજરાતી' પત્રના માલિકો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

ગુજરાતી પ્રેસની

# પંચદશી

## "ચન્દ્રકાન્ત" વિવરણ સહિત

(ત્રીજી આવૃત્તિ–સચિત્ર)

અનુવાદક અને "ચન્દ્રકાન્ત" વિવરણ લખનાર

કર્તા– ઇચ્છારામ સૂ. દેસાઈ

**સચોટ અને બોધપ્રદ દૃષ્ટાંતોથી 'ચંદ્રકાંત'ની રચના પ્રમાણે ગુરૂ-શિષ્યના સંવાદરૂપે વેદાંતનાં ગૂઢ રહસ્યોની સમજણ નીચે પ્રમાણે આપવામાં આવી છેઃ—**

વેદાન્ત જ્ઞાનનો આ ગ્રન્થ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમચ્છંકરાચાર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તારસહિત **ચન્દ્રકાન્ત** નામનું **વિવરણ** સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ લખેલું છે, જે એવી તો સરળતાથી આપવામાં આવ્યું છે કે, સાધારણમાં સાધારણ વેદાન્તનો જિજ્ઞાસુ પણ વેદાન્ત જેવા ગહનમાં ગહન વિષયની અંદર અતિ સરળતાથી પ્રવેશ કરી શકે. (૧) પ્રથમ **અવતરણિકા** આપવામાં આવેલી છે, (૨) પછી **મૂળ શ્લોક**, (૩) પછી **શબ્દાર્થ** અને (૪) તેની નીચે વિસ્તારવાળું **ચંદ્રકાન્ત વિવરણ** આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ થઈ પડે તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી અને સંવાદોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઈ પણ જાતની ટીકા ગુજરાતી ભાષાના કોઈ પણ ગ્રન્થમાં થઈ નથી. વિદ્યારણ્ય સ્વામીનું સપ્રમાણ ચરિત્ર પણ આપેલું છે. આ ગ્રન્થ સુધારી વધારીને છપાવવામાં આવ્યો છે. પૃષ્ઠ ૬૧૪; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગળપર છાપેલું છે. કિં. રૂ. ૮. ઘટાડેલી કિં. રૂ. ૭. ટપાલ ખર્ચ રૂ. ૧-૪-૦.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# ગિરિશૃંગે

પૂજ્યપાદ સ્વામી શ્રી અનંતાનંદજીના સુવાચ્ય સંસ્મરણમાંથી


સંગ્રાહક : કહાન ચકુ ગાંધી



પ્રકાશક

'ગુજરાતી' પત્રના માલિકો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

સંવત્ ૧૯૯૭ ] સન ૧૯૪૧ [ શાકે ૧૮૬૨

મૂલ્ય ૦-૮-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

'ગુજરાતી' પત્રની ઓફીસ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ

કોટ, મુંબઈ





મુદ્રક અને પ્રકાશક: રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, બી. એ.

મુદ્રણસ્થાન: "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ–મુંબઇ

# સંગ્રાહકના બે બોલ



પૂજ્યપાદ સ્વામી અનંતાનંદજીનું નામ "ગુજરાતી" પત્રમાં આવેલાં તેમનાં સનાતન ધર્મ સંબંધી વ્યાખ્યાનોથી જાણીતું છે. તેમનું આ "ગિરિશૃંગે" નામક સુવાચ્ય સંસ્મરણ વાચક પાસે મૂકવા મને પ્રસંગ મળ્યો છે. તેમાં યાત્રા, અભ્યાસ, સત્સંગ, સુસંકલ્પ અને કર્તવ્યપથ એવાં પાંચ પ્રકરણોમાંનું આ પહેલું પ્રકરણ છે. "ગુજરાતી" પત્રના વિદ્વાન તંત્રી શ્રીયુત નટવરલાલભાઈ તેની આ આવૃત્તિ ગુજરાત પાસે મૂકે છે અને સાક્ષરશ્રી અંબાલાલભાઈ બુલાખીરામ જાનીજી જેવા સનાતન ધર્માભ્યાસીએ તે સંબંધમાં પ્રાસ્તાવિક વિચાર લખેલ છે, એ જ આ પ્રકરણમાં કહેવાયલી ધર્મભાવના આકર્ષક અને સુબોધક છે તેવું પ્રમાણપત્ર છે.

આ પ્રકરણમાં ખાસ કરીને મુખ્ય બે પ્રશ્નો સમાજ આગળ મૂકાયા છે. પહેલો ભાગવતધર્મ અને આધુનિક વૈષ્ણવતા અને બીજો રાષ્ટ્રભક્તિ. એ બંને પ્રશ્ન હજુ કાંઇક અણઉકેલ જેવા તો છે જ, પરંતુ આ પ્રકરણમાં તે સંબંધમાં જે ઊહાપોહ થયો છે તે પણ વિચારણીય છે. પ્રભુએ ધર્મને અણુઅણુમાં પાથર્યો છે, દરેક પદાર્થને દ્રવ્યને, જડચેતનને તેના પોતાના ધર્મ આપ્યા છે. એ સર્વ ધર્મને મનુષ્ય જાણી, અભ્યાસ કરી, તેના એકત્ર જ્ઞાનથી તે ધારે તેવો સુર કે અસુર થઇ શકે છે. આ ગહન વાતને ભારતના મહર્ષિઓએ સંપૂર્ણપણે વિચારી છે. સુખ, શાન્તિ અને આનંદ માટે સર્વ ચેતનોની પ્રવૃત્તિ છે. તો તે કેવી રીતે મળે? નિર્દોષપણે કેમ મેળવાય? તે સંબંધના સરલમાં સરલ વિચારો જે હોવા જોઈએ એ તેમણે દર્શાવ્યા છે. અનુભવમાં ઉતારી, પોતે ભવબ્ધિ તરી, બીજાને તારવા સત્પ્રવૃત્તિ કરી છે, બોધી છે. તેમની તે સર્વપૂજ્ય સત્પ્રવૃત્તિપર મુસલમાની રાજ્યસમય જેવા ધાર્મિક અંધકારયુગમાં કેટલીક કાળપ ઢળી છે. વૈષ્ણવાચાર્યોને નામે કેટલીક વ્યક્તિઓએ આગળ આવી શિવવિષ્ણુમાં

ભેદબુદ્ધિ ઉભી કરી, વિષ્ણુભક્તિના પોતાને ફાવતા સ્વાર્થવૃત્તિના નવા નવા બુટ્ટા ઉઠાવ્યા છે. તેમાં કોઈએ તો વ્યભિચારભાવ જેવા નિંદ્ય ભાવને ભક્તિમાં ગણાવી, ભક્તિને નામે દુરાચાર પાથર્યો છે, પ્રવર્તાવ્યો છે. શ્રીમદ્ભાગવત જેવા પવિત્ર ગ્રન્થના મનમાન્યા અર્થ ગોઠવી મહર્ષિ વ્યાસના એ પવિત્ર ગ્રન્થમાં અપવિત્રતાનું ચિત્ર હોય તેવી ભ્રામક દૃષ્ટિ ઊભી કરી છે. એ હાલના ધાર્મિક પ્રશ્નોમાંના મુખ્ય પ્રશ્નને જનતાએ સ્પષ્ટ કરવાની જરૂર છે.

જે સમયે સંસ્કૃત ભાષા બ્રાહ્મણો અને આચાર્યોના જ મુખમાં માત્ર રમતી હતી, છાપખાનાં નહોતાં તે સમયે અગડંબગડં અર્થ કરી ગમે તેમ ચલાવ્યું છે, પણ હવે તે ચાલે તેમ નથી. અત્યારે તો કેટલાક અંત્યજો પણ સંસ્કૃત ભાષાથી જાણીતા થયા છે. મનુષ્યની ધર્મપરની શ્રદ્ધા ઘટી નથી, પણ તે ઘટાડવાને ઉત્પન્ન થયેલા સ્વાર્થપરાયણ આચાર્યોના ધાર્મિક સિદ્ધાન્તોને નામે મનઘડંત સિદ્ધાન્તોને લઈને ઘટી છે. જ્ઞાનનો પ્રકાશ થતાં અંધશ્રદ્ધા આથમી છે. અવૈષ્ણવ શાસ્ત્રનું શ્રવણ કરે તો ત્રણ જન્મ વૃક્ષના થાય અને અવૈષ્ણવને આદર આપે તો ત્રણ જન્મ ચમારના થાય, એવા એવા વિચારને ધર્મસિદ્ધાન્તનું રૂપ આપી, ભોળાં, અજ્ઞાનોને ભોળવી, પોતાના સિંહાસનના પાયા દૃઢ કર્યા છે. બીજા ધર્મવાળાને આદર પણ ન અપાય તેવા વાહીયાત, સ્વાર્થી, હલકા વિચારોને ધર્મસિદ્ધાન્ત તરીકે મનાવનાર ધૂર્તોથી હવે જગત ઠગાય તેમ નથી. આજ નહિ તો કાલ્ય પહેલો પ્રશ્ન સ્પષ્ટ કરવા જરૂર પડશે. સમાજને તે પર ધ્યાન આપવું જ પડશે.

બીજો પ્રશ્ન રાષ્ટ્રભક્તિનો છે. તે સંબંધમાં કેટલાકની માન્યતા એવી છે કે પ્રાચીન સમયે ભારતવર્ષમાં રાષ્ટ્રભક્તિ જેવું કાંઇ હતું જ નહિ. પરદેશી લોકો અને તેમાં ખાસ કરી અંગ્રેજોના સંસર્ગથી તે ભાવના ઉદ્ભવી છે. આમ કહેનારા, માનનારા ભૂલી જાય છે કે રાષ્ટ્રભક્તિનો પ્રથમમાં પ્રથમ વિચાર આર્યપ્રજાએ, ભારતીય પ્રજાએ જગતને આપ્યો છે. વર્ણવ્યવસ્થામાં તેને અપાયેલું અગત્યનું સ્થાન એ તેનો દાર્શનિક પુરાવો છે. તેના જ હાથમાં–રાષ્ટ્રભક્તિના હાથમાં જ શાસનસત્તાનું સૂત્ર આપેલ છે, પરંતુ એટલું ખરૂં કે તે રાષ્ટ્રભક્તિ હાલની કહેવાતી રાષ્ટ્રભક્તિ જેવી સૂકી અને સ્વાર્થી નહોતી. તે

ધર્મભાવથી રસબસ હતી, પરમાર્થપરાયણ હતી. જૂદા નામે કે રૂપે તે ઓળખાતી નહોતી. સહયોગ અને સહકાર-સંગઠનમાં તે એકાકાર હતી. તેમાં પણ જિતાયલી પ્રજાને ગુલામ બનાવવામાં તે પોતાની વડાઇ માનતી નહોતી, પણ તેને સુખદુઃખમાં સહભાગી કરવા તે પોતાનું પવિત્ર કર્તવ્ય સમજતી હતી. લડતાં સુધી ભેદ-લડાઇના પરિણામ પછી અભેદ, એ ભારતીય રાષ્ટ્રભક્તિનો અનોખો સિદ્ધાન્ત હતો. મહાભારત અને રામાયણ તેના કીર્તિસ્તંભરૂપે છે. તેમાં वसुधैव कुटुम्बकम् ભાવના ઓતપ્રોત હતી. અત્યારે તેનાથી જેટલી વિપરીતતા તેટલું જ દુઃખ અને અશાંતિ છે.

ભારતના હાલના રાષ્ટ્ર-ભક્તો ધર્મને ધક્કે મારી, પરરાષ્ટ્રપદ્ધતિએ આગળ આવવા ઉદ્યુક્ત થયા છે, પણ તેમાં તે છક્કડ ખાય છે અને હજુ વધારે ખાશે. આર્ય પ્રજાના ઉત્તમોત્તમ રાષ્ટ્રભક્તિના ધ્યેય વિના કોઇ પણ પ્રજા ખરી શાન્તિને પામી શકશે નહિ, બીજાને શાન્તિ આપી શકશે નહિ.

રાષ્ટ્રને ઉપર લાવવા ઉપર્યુક્ત બંને પ્રશ્ન સમાજે પહેલામાં પહેલા વિચારવાના છે. પહેલામાં સત્ચારિત્ર સંચય છે, બીજામાં સત્ચારિત્ર-વિનિમય છે અને એ બંને ખરાં સુખ, શાન્તિ અને આનંદનાં માતાપિતા છે. સમાજની તે તરફ આંતરદૃષ્ટિ થાઓ, એ ઇચ્છી ભારત અને ભારતીય પ્રજાનો જય થાઓ એમ વદતાં વિરમું.

હરદ્વાર તા૦ ૧-૧૨-૪૦<br>
૭૦ ગુરૂ મંડલાશ્રમ

કહાનચંદ ચકુ ગાંધી

# પ્રવેશ: પ્રાસ્તાવિક વિચાર

———(:o:)———

આ, સ્વામી શ્રી અનન્તાનન્દજીના, 'ગિરિશૃંગે' નામની–યાત્રા, અભ્યાસ, સત્સંગ, સુસંકલ્પ અને કર્તવ્યપંથે, એ પંચપર્વા–નિબંધિકા વા ઉપદેશિકાનું પહેલું યાત્રાપર્વ-પ્રકરણ છે. ગુજરાતની જનતા, વાસ્તવિક રીતે કહીએ તો ગુજરાતના એક મુખપત્ર 'ગુજરાતી'ની વિશાળ વાચકજનતા સ્વામીશ્રીની સચોટ, સુવેધક તેમ જ સત્યપથસૂચક વાણી–ઉપદેશ–થી ચિરપરિચિત છે જ. સ્વામી શ્રી સનાતન ધર્મનાં સત્યસ્વરૂપોના દૃઢાગ્રહી અને નિર્ભિક પ્રતિપાદક હોઇને, તેમને આધુનિક સમયે વર્તમાન ધર્મવ્યવહારો, સંપ્રદાયપ્રવર્તન-પ્રવૃત્તિઓ અને સમાજપ્રણાલિઓમાં તેમ જ દેશવ્યવહારમાં પણ જે કૈં અનિષ્ટો, વિકૃતિઓ, અને દૂષિત અંશો યા હાનિકર દોષો પ્રવેશેલા–પ્રવર્તેલા જણાય છે, તેનું તેનું સ્પષ્ટીકરણ, સપ્રમાણ પ્રાંજલપણે તેના દૂરીકરણના સદ્હેતુથી પ્રેરાઇ, પ્રસંગેપ્રસંગે કોઇ પણ પંથના, મઠના, તેમ પીઠના ધર્માચાર્ય, મહંત કે કોઇ સામાજિક અને રાજકીય પક્ષના નેતાગ્રણીની શેહ–શરમ–માં લેશ માત્ર પણ દબાયા વિના તેમનાં ખોફ–ખફગી વહોરીને પણ કર્યાં જ કરે છે. તેમની કથન–શૈલી સુંદર, લાક્ષણિક અને માર્મિક છે, ઉપરાંત પ્રમાણોથી અન્વિત પણ છે. તેથી તેમના આ ઉપદેશોએ સારા પ્રમાણમાં લોકાદર મેળવ્યાનું જાણીતું છે. એટલે તેમની પ્રસ્તુત નિબંધિકાના, મારી તરફના ગુણદર્શનની બિલકુલ અપેક્ષા જ રહેતી નથી. છતાં તેના સંપાદક, મારા સન્મિત્ર, ભાઇ શ્રી કહાન ચકુ ગાંધીના આગ્રહને નહીં ઠેલી શકવાથી જ હું તે સંબંધમાં મારા થોડાએક પ્રાસ્તાવિક વિચાર અહીં દર્શાવવા પ્રેરાયેલ છું.

આ, યાત્રા પ્રકરણમાં સ્વામીજીએ, કવિવર કાલિદાસ જેને ઉત્તર દિશાનો દેવતાત્મા, પ્રાચી અને પ્રતીચીના ઉદધિમાં અવગાહન કરનાર, સમસ્ત પૃથ્વીનો માનદંડ કહે છે, એ અદ્ભુતાદ્ભુત રહસ્યભંડાર, પ્રકૃતિસૌંદર્યના આદર્શભૂત હિમાલયના મહનીય ગિરિશૃંગ બ્રહ્માનંદક્ષેત્રની યાત્રાએ જતાં જે જે રમ્ય, પાવક અને પવિત્ર સ્થળોના, જે જે વિરકત મહાત્માઓના અને તેમના પરિચારકોના હૃદયહારી, પાવનકારી પરિચયો થયા, અને તેમના સત્સમાગમથી ધર્મતત્ત્વ સંબંધી જે કાંઇ ઉદાત્ત, સંશયોચ્છેદી સંસ્ફુરણાઓ અને સત્પ્રે-

રણાઓ સાંપડી, તે સર્વનું આ તાત્ત્વિક, રસિક છતાં તથ્યદર્શી સંગ્રહણ-આલેખન કર્યું છે. મારાથી એ સર્વના મર્મનો અર્ક અહીં આપી શકાય તેમ નથી, તેમ અહીં મારો એવો ઉદ્દેશ લેશ પણ નથી જ; એ તો સહૃદયી વાચક પોતે જ સંગ્રહી, વિચારી, તેનો રસાસ્વાદ આનંદ અનુભવી તેમ અન્યને અનુભવાવી પણ શકે.

સ્વામીજીને ઉપર કહ્યું તેમ સનાતનધર્મના સત્યસ્વરૂપના પ્રતિપાદનનો આગ્રહી નાદ જ લાગેલો છે, અને તેના થતા જણાતા હ્રાસ-વિનાશ-થી ઉપજતી ગ્લાનિનો સચિંત વિચાર કરતાં પ્રસંગેપ્રસંગે તેઓ પોતાના અનુભવપૂર્ણ ઉદ્ગારો સહૃદયી જનતા સમક્ષ ધરવાને ચૂકતા નથી. એથી સ્વાભાવિક જ છે તેમ આ, યાત્રાપ્રકરણમાં પણ તેમણે ગોરક્ષા, અને તે પ્રત્યેના વિઘાતક પ્રમાદથી થઈ રહેલી, દિનદિન અનુભવાતી, હિન્દની પારાવાર દુર્દશા, અહિંસા-વૈરત્યાગ, 'ઐક્યસમરસભર્યું દાંપત્ય જીવન', મહિલાસમાજમાં દાખલ થતાં વા કરાવાતાં ભારતીય સંસ્કૃતિ-વિનાશી તત્ત્વો, પંચાયતન દેવો, સંપ્રદાયપ્રવર્તકો આદિને હાથે ધર્મની થઈ રહેલી અવહેલના, ઇત્યાદિ ચિન્ત્ય વિવિધ વિષયોને ગૌણપદે વિચારવા સાથે, આધુનિક વૈષ્ણવતાનું સ્વરૂપ, વાસ્તવિક ભાગવતધર્મ, તેની થઈ રહેલી વિડંબના અને સાંપ્રત એકમાર્ગી રાષ્ટ્રભક્તિ-એ વિષયોને પ્રધાનપણે નિરૂપ્યા છે. તેમનું આ વિષયોનું નિરૂપણ અવશ્યે વિશદ અને સબળ જ નહીં, પણ ધર્મશાસ્ત્રાનુકૂલ હોવા સાથે પ્રતિષ્ઠિતતર્કસંગતેય છે. તેમાં વળી આ વિષયોમાં પ્રવર્તતાં મતાગ્રહિતા, સાંપ્રત દુરવસ્થા અને દંભી-દોષાનુવર્તી આચાર-વ્યવહારો, નિંદા અને ઉચ્છેદક પ્રચારો, એ સહુ જોતાં કકળી-ઉકળી ઉઠેલા તેમના આત્માના ઉદ્ગારો તેવી વસ્તુસ્થિતિ-પરિસ્થિતિ-નું ખરું નિદર્શન કંઈક આકરી-આકળી વાણીમાં કરાવે છે, એમ લાગ્યા વિના રહેતું નથી. અલબત્ત તેમની અંતરની કડવાશ-ઉકળાટ સ્વાભાવિક છે, છતાં પૂર્વરાગબદ્ધ તેમ જ રાગદ્વેષજનિત નથી જ, ઉલટું શુદ્ધશાસ્ત્રદૃષ્ટિથી અને અંતર્દૃષ્ટિથી પ્રેરિત છે, એમ પણ કહેવું પ્રાપ્ત થાય છે.

સ્વામીશ્રી પંચાયતન દેવપૂજામાં અંતર્હિત રહેલી, એ અદ્વિતીય બ્રહ્મ-પરમાત્માના જ પૂજનની ભાવનાનું યથાર્થ નિદર્શન કરાવે છે તેમ જ તે વેદ વંદિત-મંડિત વિધિ હોવાનું પ્રતિપાદન કરે છે. તેઓ સાથે સાથે જે કેટલાક આધુનિક કદાગ્રહી વૈષ્ણવો અનન્યાશ્રયને ઓઠે પંચાયતન દેવપૂજનની અને શિવપૂજનની જે અણછાજતી, અને બાલીશ નિંદા કરે છે તે તરફ, ઉપરાંત નિંદા અને રાગદ્વેષથી પર રહેવાનું પ્રબોધતા ભાગવત ધર્મને પ્રતિકૂળ રાગદ્વેષ અને નિંદાના વ્યવહાર આદરી, પોતાની વૈષ્ણવતા હીણી રહ્યા છે, તે તરફ પણ સહૃદયી વાચકોનું લક્ષ ખેંચે છે; એટલું જ નહીં, પણ આગ્રહી

સાંપ્રદાયિકો પોતાના સંપ્રદાયમાં જે સર્વથા દૂષિત, અનીતિને આમંત્રણનારાં તત્ત્વો-અંશો દાખલ થયાં છે, થતાં જાય છે, તે પ્રત્યે જે આંખમીચામણાં કરે છે, એટલું જ નહીં પણ તે સહુને ઉત્તેજે છે, આદર આપે છે, તે સ્વામીજીએ સચોટ રીતે દાખલાઓ સાથે દર્શાવ્યું છે. એ, સૌ મલીન વ્યાપારોના ઊંડાણ કે વિગતમાં અહીં ઉતરવું એ કોઇ આરૂઢ સાંપ્રદાયિકોનું દિલ દૂભાવવા બરોબર હોઇ માત્ર તેનું સૂચન વા ઉલ્લેખ કરી વિરમવું, એ જ મને સવિશેષ વિવેકશીલ લાગે છે. છતાં દરેક વિચારશીલ, ધર્મપ્રિય બંધુ સ્વામીજીના એ નિદર્શનમાં સંમત થશે, એમ તો મારે કહેવું જ જોઇશે.

આ વિષય પ્રસ્તુત નિબંધિકામાં બે સ્થળે-એક વિશ્વ પ્રેમકુંડનાં દર્શન વેળા શ્રીપૂર્ણાનંદજીના પ્રવચનમાં (પૃ. ૧૨-૧૮) તેમજ બીજે અક્ષયવાટિકા-જ્ઞાનધારામાં શ્રી જ્ઞાનાનંદજીના પ્રવચનમાં-સુંદર અને સબળ ઊહાપોહ સાથે નિરૂપાયલો છે. અને સાચે જ એ વાંચતાં શ્રી નિગમાનંદજીની પ્રાર્થનામાં ભળતાં ઉચ્ચારાઇ જવાય છે કેઃ-

"આવો આવો કૃષ્ણચંદ્ર ! બહુ વેગથી,
ધર્મનામથી ધર્મચીરને ખેંચતા...
ધર્મલાજને રાખો, આવી નાથ ! જો."

ટુંકમાં આમ સ્વામીજી અનન્તાનંદજીએ આધુનિક વૈષ્ણવતામાં દાખલ થયલાં અનિષ્ટ તત્ત્વો, અને કેટલાક પ્રતિષ્ઠિત, છતાં પ્રભુને નામે અસદ્વ્યવહારે ચઢેલાં સત્વોનાં લક્ષણો વા ચેષ્ટાઓનાં ખુલ્લંખુલ્લાં દર્શન કરાવી, સાથે જ આધુનિક વૈષ્ણવતાની સાંપ્રત વિચિત્ર-વિસંગત પરિસ્થિતિ આલેખી છે. ઉપરાંત ભાગવતધર્મનું રહસ્ય પણ આચાર્યપ્રવર શ્રી જ્ઞાનાનંદજીના પ્રવચનમાં શુદ્ધ નવનીતરૂપે તારવાયલું સમજાય છે. તેમાં સાચા વૈષ્ણવનાં લક્ષણ, શ્રીમદ્ભાગવત અને વિષ્ણુપુરાણાદિમાં કથાયલો-નિરૂપાયલો ભાગવતધર્મ, પ્રેમલક્ષણાભક્તિનું સત્ય સ્વરૂપ, જ્ઞાન-કર્મ અને ભક્તિ-એ ત્રણે યોગોનો પરસ્પર પૂરક, સાધક-સમર્થક સંયોગ, રાસલીલાનું વાસ્તવ સ્વરૂપ, ધર્મવિરૂદ્ધ પ્રતિપાદન કરાતો, અનિષ્ટ પરિણામ લાવતો, લાવે એવો જારભાવ-કામભાવ, વેદવંદિત બ્રહ્મસંબંધ આદિ અંગ-ઉપાંગોની જે સસ્ફોટ વિચારણા-નિરૂપણા થયલી છે તે પણ મનનીય તેમજ તર્કશુદ્ધ છે. જે રીતે, પ્રેમલક્ષણાભક્તિને નામે, શ્રીમદ્ભાગવતના ભક્તિનિરૂપક ભક્તિસ્વરૂપદર્શક શ્લોકોમાંથી કેવળ નિરાળી-જ્ઞાન-બુદ્ધિયોગવિહોણી ભક્તિની જ સર્વશ્રેષ્ઠતા દર્શાવતા અર્થો આરૂઢ સાંપ્રદાયિકો તરફથી તારવવામાં આવ્યા છે તેમ તારવવામાં આવે છે, તે શાસ્ત્રોપદિષ્ટ નથી, શ્રી શુકદેવને અભિપ્રેત નથી, અને જે જારભાવ-કામભાવ ગોપીભાવને નામે ઉપદેશાય છે, વ્યવહરાય છે, તેને ભક્તિશાસ્ત્ર-

પ્રણેતા નારદ, ઉદ્ધવ, શાંડિલ્ય, ભગવાન વ્યાસે પણ અનન્યભક્તિસાધક કહેલો નથી, એ રહસ્ય જ્વલંત રીતે દાખવવામાં આવેલું છે. અવ્યભિચારિણી ભક્તિમાં જારભાવ–કામભાવ–ને અવકાશ મુદ્દલ રહેતો નથી, એ પણ આમાં સમર્થ રીતે દર્શાવાયલું છે. પુંભાવ, હુંભાવ, રે હરેક ભાવ ત્યાગવાની આત્યંતિક અગત્ય ઉપદેશાયલી–નિર્દેશાયલી છે ત્યાં જારભાવ–કામભાવ–ગોપીભાવને અવકાશ શી રીતે હોઇ શકે, એ જ સમજાતું નથી.

સાથે સાથે જ એમ પણ કહેવું પ્રાપ્ત થાય છે કે ધર્મ એ આર્યાવર્તના ધર્મસ્વરૂપ મહર્ષિઓએ ઠોક સાથે પ્રતિપાદન કર્યું છે તેમ અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થનું મૂળ છે, એ તેમાં સર્વાંશે ઓતપ્રોત થયલું સારસર્વસ્વ છે, અને તેનું તર્જન–ભર્જન જે કેટલાક ધર્મસંપ્રદાયપ્રવર્તકોને હાથે જાણ્યે–અજાણ્યે મતાગ્રહથી થઇ રહેલું છે, તેમાં આધુનિક વૈષ્ણવતાને નિભાવી–વ્યવહરાવી લેતા કેટલાક સંપ્રદાયના અધિષ્ઠાતાઓ અમુક અંશે અચૂક દોષભાગી જણાય છે. ‘बुद्धेः फलमनाग्रहः’ એ સૂત્ર વિસરાયાનું આ વિષમ પરિણામ છે, એમ કહ્યા વિના ચાલતું નથી. મારો ઉદ્દેશ આ લખવામાં કોઇ વિશિષ્ટ–પ્રતિષ્ઠિત ધર્માચાર્ય કે સંપ્રદાયપ્રવર્તકને અનુલક્ષીને નથી, એમ મારે અહીં કહેવું જોઇએ છીએ.

સ્વામીજી અનંતાનંદજીનું આ વિષયનું સ્ફોટક નિરૂપણ અને સરળ પ્રતિપાદન ગંભીર તેમ જ વિચારણીય છે, સપ્રમાણ અને શાસ્ત્રીય છે. અલબત્ત આ વિષય હજીએ આથી વિશેષ ઊંડો અને સર્વગ્રાહી ઊહાપોહ માગી લે છે, પણ આ ‘પ્રાસ્તાવિક વિચાર’માં આથી એમાં વિશેષ ઊંડા ઉતરવાને અવકાશ નથી; એમ ઇષ્ટ પણ નથી. આ વિષય અન્ય સવિશેષ પ્રમાણભૂત લેખાતા, સંમાન્ય વિચારકોએ તાત્વિક તેમજ આધ્યાત્મિક સ્વરૂપે સવિસ્તર વિચાર્યો અને વિવેચ્યો પણ છે. બાકી જેમને સંપ્રદાયમતાંધતા જ સેવવી છે, ચમત્કાર અને અહોબુદ્ધિથી જ પ્રેરાઇ શુદ્ધ પરમભાગવત શ્રી શુકદેવ જેવાને પણ પોતાના આચાર્ય ઉપદેશ આપી, ભાગવતમાં સાચો અર્થ સમજાવે છે, રે ખુદ શ્રી વ્યાસ ભગવાનને હાજર કરી તેમની કનેથી પોતાના આચાર્યોએ પોતે કરેલા અર્થ ખરા હોવાનું પ્રમાણપત્ર આ ઘોર કલિકાલમાં મેળવ્યું છે, એમ કહી રાચવું છાજવું છે, તેમ અહંબુદ્ધના વિલાસને, ઉપરાંત પોતાના સંપ્રદાયથી ઇતર સંપ્રદાયને શાસ્ત્રો અને પુરાણાદિના મનઘડંત અર્થોવાળાં પ્રમાણોની આડે ધરીને કનિષ્ઠ કે નેષ્ટ કહેતા ઉછળવું છે, તેમના એ કદાગ્રહને કોઇ મુદ્દલ જ નથી, રોકયો રોકાય તેમ નથી.

સ્વામીજીએ આ નિબંધિકામાં આર્યધર્મ–પ્રેરિત રાજકર્તવ્ય, રાષ્ટ્રભાષા રાષ્ટ્રભક્તિની છણાવટ પણ ઝીણવટથી કરી છે, અને તે વિચારણીય છે.

તે સંબંધમાં જે કાંઇ કહેવા યોગ્ય છે તે તેમણે સ્પષ્ટતાથી કહ્યું છે. ઉપરાંત હાલમાં જે કેંક વિડંબનાભર્યાં, અત્યુત્સાહભર્યાં અવિવેકી વર્તાવો રાષ્ટ્રભક્તિને નામેજ અહીંતહીં થતા જેવાય છે, તથા આર્યધર્મ વ્યવહારોમાં જે ડખલ ઉચ્છૃંખલતાથી કરવામાં આવે છે, તેની અનિષ્ટતા સમજવામાં સ્વામીજીનું આ વિષયનું નિરૂપણ સૂચક છે.

એકંદરે અંતમાં એટલું કહેવું ઉચિત છે કે આ યાત્રાપ્રકરણ દ્વારા, તેના સંપાદક રા. રા. કહાન ચકુ ગાંધીએ, સ્વામી અનંતાનંદજીનાં અનુભવી, શાસ્ત્રાનુકૂલ, સંસ્મરણો અને મંતવ્યો સંગ્રહી, ધર્મશીલ જનતા ઉપર સમયસર ઉપકાર કર્યો છે. આશા છે કે એમાં જે ધર્મવિદ્વેષને, વૃથા રાગાવેશને નિવારવાને સ્વામીજીનો સદ્દહેતુ છે, તે ધ્યાનમાં લેઇ તેને પાર ઉતારવા સહૃદયી, ધર્મમર્મ સમજુ વિચારકો સબળ પ્રયત્ન કરશે; તેમ રા. ભાઇશ્રી કહાન ચકુ ગાંધી આ પંચપર્વો નિબંધિકાનાં બાકી રહેલાં ચાર પર્વો પણ સત્વર પ્રકટ કરી સ્વ-કર્તવ્ય સિદ્ધ–સફળ કરશે. इति शम्.

કલ્યાણ મોતીચાલ નં ૩ રૂમ નં. ૩૭<br>કાંદાવાડી મુંબઈ નં. ૪ તા૦ ૩-૧-૪૧<br>સોમવાર પોષ સુદિ ૮, ૧૯૯૭.

**અંબાલાલ બુલાખીરામ જાની,**<br>સદ્દ્ધર્મભૂષણ,<br>સનાતનધર્મી જનતાનો સેવક

---

# મહત્ત્વની શુદ્ધિ

બીજા પૃષ્ઠ ૫૨ આપેલી કવિતા નીચે પ્રમાણે સુધારી વાંચવીઃ—

અનુષ્ટુભવૃત્તમ્–

શ્વેતવર્ણી અહો આની, ૠષ્ટપુષ્ટ શુભાકૃતિ; દુગ્ધસ્થાન ઘડા જેને, શોભતી મનમોહતી.
કંઠમાં ઘંટડી નાની, ભાલે કુંકુમ ચંદ્રમા; પાદમાં ઝાંઝરી આની, શોભાને શણગારમાં.
ઘંટડી ઘોષ આનાથી, અનિષ્ટો થાય સૌ પરા; પાદન્યાસ થતાં આના, તીર્થરૂપ બને ધરા.
પ્રતિમા ધર્મની આના દર્શને દોષ નાસતા: સર્વ દેવમયી આના સ્પર્શથી સુખ વાધતાં.
ૠષિની આ હવિર્ધેનુ, વેદધર્મ પયોધરા; આશ્રયે આશ્રમો દીપી, દીપાવે ભારતી ધરા.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | સંકૃતિ | સંસ્કૃતિ |
| ૪ | ૭ | ા બ્રાહ્મણે | ગૌબ્રાહ્મણ |
| ૫ | છેલ્લી | મન મને | મન |
| ૮ | ૨૧ | તો | તે |
| ૯ | ૮ | नयन्ति | नयन्ती |
| ૯ | ૧૯ | માર્જાર | માર્જાર અને |
| ૧૦ | ૫ | सतां | सतां स्वतः |
| ૧૦ | ૨૨ | આશ્રમ અને આશ્રમ અને | આશ્રમ અને |
| ૧૬ | ૧૪ | સિલાસનો | શિલાસનો |
| ૧૯ | છેલ્લી | बहुस्यम्। | बहुस्याम् |
| ૨૨ | ૯ | ચુલા | ઝુલા |
| ૨૩ | ૧૧ | તજ | તેજ |
| ૨૩ | ૨૧ | પાત્રોની | પત્રોની |
| ૨૩ | ૩૧ | આનંદમાં | આ આનંદમાં |
| ૩૦ | ૧૫ | વાદ | નાદ |
| ૩૦ | ૨૨ | सबन्धाद्तृष्णयः | सम्बन्धादृष्णयः |
| ૩૧ | ૧૦ | जुग | जग |
| ૩૧ | ૧૦ | जोकी | जोडी |
| ૩૨ | ૧૮ | लोभ:त | लोभस्त |
| ૩૪ | ૩૦ | ગણે છે | ગણેલ છે |
| ૩૪ | ૩૧ | પુરાણના | આ પુરાણના |
| ૩૬ | ૨૮–૨૯ વચ્ચે | | (૫) |
| ૩૮ | ૩૧ | ૨૨ | ૨૨ અમે |
| ૩૯ | ૨૪ | મરૂતમ | મધુતમ |
| ૩૯ | ૩૧ | સુમે | ક્ષુમે |
| ૩૯ | ૩૧ | એકલું | એક |
| ૪૦ | ૨૪ | ઊભો | ઊભ્યો |
| ૪૧ | ૨૦ | અલ્પ ભોગથી | પણ પોતે |
| ૪૪ | ૨૬ | ચાર | વિચાર |
| ૪૪ | ૩૦ | આગળ | પછી જરા આગળ |
| ૪૫ | ૧૯ | અપરિચિત | અપરિચિતને |
| ૪૫ | ૧૯ | જણાતો | ભેટતો |
| ૪૭ | ૩ | બાળકે | બાળકો |
| ૫૧ | ૪ | ગમનાગમન | ગમનાગમનમાં |
| ૫૨ | ૧૮ | આર્ય સંકલિત | આચાર્યસંકલિત |
| ૫૩ | ૫ | વાપરવામાં | પરણવામાં |
| ૫૪ | ૧૧ | સેવા | સેવ |
| ૫૫ | ૮ | તેમાં | તેનાં |
| ૫૫ | ૧૦ | એલક્ષ્ય | અલક્ષ્ય |
| ૫૬ | ૧૩ | કાતરો | કાતરી |

જ્યાં તરૂ હોય ત્યાં તરુ જાણવું, અને માધુકરી હોય ત્યાં મધુકરી માનવું. મૃગ શાવક, સિંહ શાવક, સ્વસુખ નિરભિલાષ વગેરે છૂટા જણાય ત્યાં સમાસ લેખવા.

## અનુક્રમણિકા

### પ્રથમ :– યાત્રાપ્રકરણ

हरिः ॐ तत्सत्परमात्मने नमः।

# ગિરિશૃંગે

—※—

## (૧)

## સુનંદા કામધેનુ

૧ અનંત ચૌદશની રાત્રિ હતી. ઉત્તરાખંડમાં પુણ્યસલિલા ગંગાના કિનારા પરની એક શિલા ઉપર પ્રણવજપ કરતો હું બેઠો હતો. આકાશમાં ચંદ્ર આનંદમગ્ન ચિત્તે મધુરી કિરણાવલિથી પ્રણવપૂજન કરતો હસી રહ્યો હતો. વાયુ ધીરે સ્વરે પ્રણવોચ્ચાર સાથે સૃષ્ટિદેવીની સેવા કરતો અનુભવાતો હતો. ગંગાનો પ્રવાહ પ્રણવગાને મસ્ત બની વહેતો હતો. તીરતરૂઓ પ્રણવ ધ્યાને લીન હતાં અને શાંતિદેવી પ્રણવરત બની આ સમયના સૃષ્ટિસૌંદર્યને પીતાં–ઓવારણાં લેતાં ચકિત ચિત્તે ઉભાં હતાં. સાથે આ બધું જોતાં, આનંદતાં રજનીદેવી મુદિત મનવડે નિત્ય વ્રતે ન સમજાય તેમ પાદન્યાસ કરતાં ચાલ્યાં જતાં હતાં. એટલામાં તરૂઘટામાંથી 'ઠાકુરજી' 'ઠાકુરજી' એવો મધુર ઉચ્ચાર આવ્યો. ચકલીથી નાના કદનું એક પક્ષી આ ઉચ્ચાર એટલો મધુર, આલ્હાદક અને મનોવેધક કરે છે કે તે સાંભળતાં જરૂર ચિત્ત તે તરફ ખેંચાય, મારૂં ચિત્ત તે તરફ ખેંચાયું. ત્યાં બીજો 'પીયુ હો' 'પીયુ હો' અવાજ આવ્યો. અહીંની માનવભાષામાં પિતાને પીયુ કહે છે. જે પક્ષી આ શબ્દ ઉચ્ચારે છે તે કોયલથી જુદું અને તેનાથી નાના કદનું છે. પક્ષીઓના આવા અવાજે મને જણાયું કે, વિધાતાએ પક્ષીઓમાં ધનનો વિવેક મૂકી તેમને સાચાં આનંદપૂજક બનાવ્યાં છે અને મનુષ્યને ધનનો લોભ વળગાડી દુઃખી કર્યાં છે. ખરે તે વિવેકહીન છે, અબુધ છે. वयसि धनविवेको निर्विवेको विधाता આ ઉક્તિ યાદ આવતાં જપ જપને ઠેકાણે રહ્યો, મન બીજા વિચારે વળ્યું.

૨ दुर्लभो मानुषो देहः આમ તત્ત્વજ્ઞોએ ઉચ્ચાર્યું છે. ખરેખર મનુષ્ય દેહ દુર્લભ છે, પરંતુ તે વાતને ભૂલાવે તેવી બીજી કેટલીએ વાતો ઊભી છે. તે મનુષ્યને તેનું મનુષ્યત્વ સમજવા આપતી નથી. તેમાં ભવિષ્ય ચિંતા અને તેને અંગેનો ધનલોભ ઘણો મોટો ભાગ રોકે છે. મનુષ્યત્વ કરતાં ધનની કીંમત વધી ગઇ છે. यस्यास्ति वित्तं स नरः कुलीनः स एव वक्ता स च दर्शनीयः ખરે ધનમાં જ કુલીનતા, સભ્યતા, શાણપણ અને ગૌરવ ગણાયાં છે અને તેનો ઉપયોગ ભોગવિલાસાદિ સ્વૈચ્છિક સ્વાર્થાંધતામાં પરિણમ્યો છે. આને લઇ મનુષ્યજાત સર્વાત્મભાવ–સમાન ભાવની દિશા ભૂલી અનેક આપત્તિના અંધારા ખાડામાં પડતી થઇ છે–આ સ્થિતિમાંથી તેને ઉપર આવવાનો એક જ ઉપાય છે કે, તેણે પોતાની દિશાભૂલ સુધારવી. आत्मवत् सर्वभूतेषु જાણવું અને જાણ્યા સાથે આચારમાં ઉતારવું. મજુરો પાસે મજુરી કરાવતાં, નોકરો પાસેથી નોકરી લેતાં અને આંગણે આવેલા અતિથિ, અભ્યાગતને તિરસ્કારતાં તેમનાં મનુષ્યત્વ સાથે પોતાના મનુષ્યત્વની સરખામણી કરવી, અભિમાન છોડવું, ઉપયોગી થવું, પોતાના સુખનાં બની શકે તેટલાં તેમને ભાગીદાર બનાવવાં. ભારતીય સનાતન ધર્મ સંસ્કૃતિનું આ સત્ત્વસેવન નિરંતર સર્વોત્તમ શુભ સુખની વર્ષા વર્ષાવનારૂં છે. આ વાત ભારતી પ્રજાએ ભૂલવી ન જોઇએ.

૩ આમ વિચારપ્રવાહમાં ખેંચાતો જાઉં છું ત્યાં એક કામધેનુ આવી. તેનું શરીરસૌન્દર્ય આકર્ષક હતું. તેનું દર્શન થતાંજ હું ઊભો થયો. તેને પ્રદક્ષિણા કરી તેની પાદરેણુ મસ્તકપર ચડાવી પ્રણામ કર્યાં અને 'માતા માતા' વદતાં કંઠ ભારે થયો, આત્મા ગુંજી ઊઠયોઃ–

(અનુષ્ટુપ)

શ્વેતવર્ણી અહો ધેનુ, ઋષ્ટપુષ્ટ શુભાકૃતિ;<br>દુગ્ધસ્થાન ઘડા જેવું, શોભતી મનમોહતી. ૧

કંઠમાં ઘંટડી નાની, ભાલે કુંકુમ ચંદ્રમા;<br>પાદમાં ઝાંઝરી ઝીણી, શોભા ને શણગારમાં. ૨

ઘંટડી ઘોષ તેનાથી, અનિષ્ટો થાય સૌ પરાં;<br>પાદન્યાસ થતાં તેના, તીર્થરૂપ બને ધરા. ૩

પ્રતિમા ધર્મની તુલ્ય, દર્શને દોષ નાસતા;<br>સર્વદેવમયી ગાય, સ્પર્શથી સુખ વાધતાં. ૪

ઋષિની આ હવિર્ધેનુ, વેદધર્મ પયોધરા;<br>આશ્રમે આશ્રમો દીપી, દીપાવે ભારતી ધરા. ૫

આમ બોલતાં બોલતાં મને અયોધ્યાપતિ સૂર્યવંશી સમ્રાટ્ દિલીપ અને મહર્ષિ વસિષ્ઠની નંદિનીનો વરદાયી પ્રસંગ દષ્ટિરમતો થયો. હું અનિમેષ દષ્ટિએ એના સામું જોઇ રહ્યો હતો અને તે પણ વત્સલભાવભરી આંખે મારા સામે જોઇ ઊભી હતી. બેચાર પળમાં આ મૂક સંવાદ સંકેલાયો અને તે સંકેલાતાં તેના છેલ્લા કિરણે મારા મનમાં નવા વિચારનું સીંચન થયું. મારી આશાની ફળસિદ્ધિ નજીક થઇ છે એવું મને ઉગી આવ્યું. તે માથું નમાવી ગંગાભિમુખ ઊભી રહી. તીરપર જઇ મુખથી જળસ્પર્શ કરી ઊર્ધ્વ કંઠે ત્રણ ચાર પળ ઊભી રહી. પછી ગંગામાં ઉતરી ત્રણ વખત સર્વાંગ શરીર ડુબાડયું. આમ સ્નાન કરી બહાર તીરપર આવી પૂર્વાભિમુખ અર્ધમીચી આંખે અડોલ શરીરે ઊભી રહી. હું તેના આ ધર્મભાવથી વધારે ચાકત થયો અને એ ચકિત સ્થિતમાં નવા વિચારવમળે ખેંચાયો.

## ગૌરક્ષા

૪ સનાતન આર્ય ધર્મની પ્રાણપ્રતિષ્ઠા ગૌરક્ષામાં છે. ગાયની સેવામાં છે. ધનપતિઓના ધનની રક્ષા, તેમના ધનની શાશ્વત સ્થિતિ ગૌસેવામાં છે. આજના ધનપતિઓ મોટા મોટા બંગલા બંધાવી ઘણો વૈભવ ભોગવે છે. પણ તે મોટા ખર્ચ સાથે ગૌપાલનનો થોડો ખર્ચ તેઓ રાખી શકતા નથી. તેથી તેમની લક્ષ્મી ચપલપગી બને છે. તેમને આજ હસાવી રમાડી આવતી કાલે રડતા મૂકી ચાલી જાય છે. સ્થાયો વાસે પગ ઢાળી તેમની પાસે વિશ્રામતી નથી. ગર્ભશ્રીમંતતાનું ખરૂં સ્વરૂપ નામશેષ થતું જાય છે. કારણ કે ભોજનપાત્રમાં આવેલ ભોજ્ય પદાર્થોમાં પણ ગાયનો ભાગ છે, એવું આપણું અગત્યનું કર્તવ્ય મહર્ષિઓએ આપણને ગૌગ્રાસના નામથી જણાવેલ, તે હવે ઠીક ભૂલાયું છે. રસોઇમાંથી ગૌગ્રાસ–ગાયનો ભાગ જુદો કાઢવો જ જોઇએ. તે કાઢયા પછી જ તેનો વપરાશ થઇ શકે, એ નિયમ અત્યારે સદંતર ભૂલાયો છે. કોઇ પણ વિદ્યાર્થીભવન, ગૃહસ્થભવન, રાજભવન કે દેવભવન ગૌપાલન વગરનું ન જ હોવું જોઇએ. એ કડક પણ જરૂરનો નિયમ બરાબર સચવાયો નથી. આવી ભૂલ અને આવી શિથિલતાએ ગૌપૂજક ભારતનાં તીર્થસ્થાનોમાં પણ ગૌવધ થાય છે. પરાધીનતાના કપરામાં કપરા દુઃખ કરતાં પણ આ દુઃખ વધારે સાલે તેવું છે, મર્મદાહી છે, પ્રાણહારક છે. ભારતને આંગણે થતો ગૌવધ બંધ થાય તે જ ભારતની સ્વતંત્રતા છે. આ સ્વતંત્રતા હાથ લાગતાં આર્થિક સ્વાતંત્ર્ય અને ઔદ્યોગિક સ્વાતંત્ર્ય દોડતાં આવે–પગ ચાટતાં ઊભાં રહે. પણ અત્યારે તો ભારતને સ્વતંત્ર બનાવવા અવળો માર્ગ લેવાયો છે. હિંદુસ્તાનને ઇંગ્લીસ્તાન બનાવવાની ચળવળ

ચાલી રહી છે. ઇંગ્લાંડ વ્હાઇટ ઇંગ્લીસ્તાન–ગોરા અંગ્રેજોનો મુલક, ત્યારે ભારતખંડ બ્લેક ઇંગ્લીસ્તાન–કાળા અંગ્રેજોનો, પ્રચ્છન્ન ખ્રીસ્તીઓનો મુલક બનવા બેઠું છે, બન્યું છે, બન્યું જાય છે, ન બને તો બળાત્કારે બનાવાય છે. જતે દિવસે આનું પરિણામ એ આવશે કે ભારતની ભૂમિ, ભારતની સંસ્કૃતિ અને ભારતની પ્રજા કથાશેષ–નામશેષ થશે, યાહુદીઓથીએ અધિક શોચનીય સ્થિતિમાં મૂકાશે.

ભારતના હિંદુ રાજાઓ જ માત્ર બ્રાહ્મણ પ્રતપાળ કહેવાય અને તેમનો જ એ ધર્મ ગણાય, આવી માન્યતા અત્યારે ઘર કરી બેઠી છે તે ખોટું છે. ભારતવર્ષ પર રાજ્યસત્તા ભોગવનાર ગમે તે ધર્મ પાળનાર કે ગમે તે જાતિના હોય, પણ તે અહીંની રાજ્યસત્તાને લીધે ગૌબ્રાહ્મણપ્રતિપાળ ગણાય. આ ભૂમિના શાસનને અંગે તેનો ગાદી પરંપરાનો ધર્મ એ જ છે, કારણ કે ભારત બ્રાહ્મણદેશ છે, ધર્મને પ્રાધાન્ય-પદ આપનાર દેશ છે, તેમજ તે કૃષીપ્રધાન દેશ છે. કૃષીનાં બધાં સાધનોમાં ઉત્તમોત્તમ અગત્યનું સાધન બળદ. તે ગાયથી પુરા પડે છે. ગાયના પુત્રો વૃષભ–બળદ દ્વારા ભારતની ખેતી થાય છે. કૃષીનું મુખ્ય સાધન વૃષભ છે, બળદ છે, બેલ છે. ભારતના મહર્ષિઓએ વૃષભને ધર્મસ્વરૂપ ગણ્યો છે, એટલે ધર્મદ્વારા ભારતી ધરા ખેડાઇ, પોષક પદાર્થ આપી ભારતને અને જગતને જીવાડે છે, અન્નવસ્ત્ર આપે છે. આ વાત હાલની વિદેશી અને સ્વદેશી રાજ્યસત્તા તદ્દન ભૂલી ગઇ છે, પોતાનું ગૌબ્રાહ્મણપાલકપણું તજી બેઠી છે, તેથી દુઃખી છે. મૂર્ખમાં મૂર્ખ માણસ પણ પોતાને દૂધ આપનાર ગાયને બચાવવાનું અને પાળવાનું ભૂલતો નથી, પણ તે સત્ય ભારતની શાણી રાજ્યસત્તા ભૂલી છે, તે તેનું અને જગતનું દુર્ભાગ્ય છે. ભારતમાં ગૌવધ ચાલુ રાખનારી રાજ્યસત્તા પોતે જ પોતાના પગ પર કુહાડો મારી રહી છે, આત્મઘાતિક પગલું ભરી રહી છે, સર્વ નાશને વ્હોરી રહી છે. એ વાત ઇતિહાસવેત્તાઓ અને તત્ત્વચિંતકો જોઇ શકયા છે.

ગયા સો વર્ષમાં દુષ્કાળની સંખ્યા કેટલી આવી છે? દર પાંચ વર્ષે ખંડવૃષ્ટિ અને શરીરપોષક પદાર્થોની ચાલુ મોંઘવારી વધી રહી છે. ગયા ૫૦ વર્ષ પહેલાંના અનાજ, ઘી, દૂધ અને વસ્ત્રના ભાવ હવે કદી જોવાવાના નથી, એમ નક્કી થતું જાય છે. આનાં કારણોમાં દૂધાળાં ઢોરની સેંકડે ૫૦ ટકા ઘટ, કૃષીનું સાધન વૃષભ, તેની કીંમત અગાઉ કરતાં પાંચ ગણી–ઘરનાં દૂધ, દહીં, ઘીનો અભાવ, અને તેને લઇ પ્રજાની કામ કરવાની અને કમાવાની શક્તિમાં ન્યૂનતા. આ કારણો ભારતની રાજ્યસત્તાએ અને પ્રજાએ

વિચારવાનાં છે. ભારતના મહર્ષિઓ મૂર્ખા ન હોતા કે, गावो ममाग्रतो नित्यं, गावः पृष्ठत एव च। गावो मे सर्वतश्चैव, गवां मध्ये वसाम्यहम् ॥ હમેશાં મારી આગળ ગાયો હોજો, હમેશાં મારી પાછળ ગાયો હોજો, હમેશાં મારી આસપાસ સઘળે ગાયો હોજો અને હમેશાં હું ગાયોની વચ્ચે રહું એવું હોજો; આવાં વચનો તેઓ નકામા બોલ્યા કરે. મહર્ષિઓના આ વિચારમાં એવકુફાઇ કે ગાંડાઇ નથી પણ ભારતીય જીવનનું અમૃતમય સત્ય છે. ભારતના મહર્ષિઓ ત્રિકાલજ્ઞાની હતા. તેથી તેમણે આંકેલા સત્ય સિદ્ધાંત સર્વકાળે સર્વને ઉપયોગી છે. આજ માનેલું સત્ય આવતી કાલે અસત્ય થઇ ઊભું રહે, એવી ભૂલ મહર્ષિઓના સિદ્ધાંતમાં નથી.

૫ આમ વિચારતો હતો પણ ગાય તરફ જ મારી દૃષ્ટિ હતી. તેનું શરીર ડોલ્યું કે મારૂં મન મૌનપણે ઊભું. ગાયે પતિતપાવની ભાગીરથીને નમન કર્યું અને પોતાને પંથે પળવા મુખ ફેરવ્યું કે તરત જ મેં કમંડલુ અને કૌપીન વસ્ત્ર આદિ લઇ તેની પાછળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં આ ગાય કોઇ ધનપતિની નહિ પણ ધર્મપતિની હશે, એવું મને ભાસવા લાગ્યું. કારણ કે ધનપતિઓનાં હૃદયો બહુધા સાંકડાં હોય છે. તેમની પાસે આવી ગાય હોય તો તેઓ આમ અત્યારે એકલી છોડે નહિ, સ્વતંત્ર રમતી રાખે નહિ. આવી ગાયની અમોઘ ગુપ્ત શકિત તેઓ જાણેજ નહિ. માટે આ ગાય તો કોઇ ખરા ધર્મપરાયણ સંતની જ હોવી જોઇએ. આ વિચારથી તે ગોપાલકના દર્શનની મને ઇચ્છા થઇ. તેના દર્શનથી ઘણો આનંદ થશે એમ માન્યું. અને ઘણા દિવસ થયાં એક જ્વલંત મહદ્ ઇચ્છા મારા હૃદયમાં માથાં મારી રહી હતી કે, 'આ પાસેની ગિરિમાળાના શૃંગપર ચડી ત્યાંની વૃક્ષરાજિઓ વચ્ચે ઘૂમી આનંદ લેવો. આ જનકોલાહલભર્યા પ્રદેશ કરતાં એ નિર્જન ઉચ્ચ પ્રદેશનો આનંદ અવર્ણનીય હશે. ત્યાંનું વનસૌન્દર્ય અને મંદ, શીતળ, સુવાસિત સમીરવહન વિષ્ણુ ભગવાનના ક્ષીરસાગરની શાંતિ અને આનંદનું દર્શન કરાવશે. આ ઇચ્છા પાર પાડવામાં પણ કાંઇક માર્ગસૂચન આ ગાયપાલક પાસેથી મળશે. આ ગાયપાલક કે તેના સેવક ગોવાળીઆઓ આ ગિરિમાળાપર ચડવાના અજાણ્યા અને અગોચર રસ્તા જાણતા હશે. મનસા દેવીના મંદિર સુધી તો લોકો ઉપર જાય છે. ત્યાંથી આગળના રસ્તા તેમના જેવા જાણીતાને મળ્યા સિવાય, પૂછ્યા સિવાય મળવા દુર્લભ છે. ચાલો એકપંથ અને બે કાર્ય થશે.' આવી વિચારમાળા મારૂં મન મને ફેરવી રહ્યું હતું.

ગાય મંદમંદ ગતિએ ચાલતી હતી અને તેની પાછળ હુ આનંદમગ્ન ચિત્તે ચાલતો હતો. સડકનો ધોરી રસ્તો ઉલ્લંઘી અમે આગળ ગયાં. મનસા દેવી જવાનો માર્ગ છોડી બીજી તરફ વળ્યાં. થોડો વખત સાંકડી કેડી પર ચડઉતર કરતાં આગળ વધ્યાં. એક પહાડ પૂરો થતાં બીજો આવ્યો. હવે અમે અંદરના ભાગમાં પહોંચ્યાં હતાં. ચંદ્ર પહાડની પીઠ પાછળ રહેતાં અજવાળું મળતું બંધ થયું હતું. અંધારી અગોચર જગામાં ચાલ્યાં જતાં હતાં. મારૂં મન ભયવ્યાકુળ થયું હતું. મારા ચિત્તની સ્થિતિ ઘડીક પહેલાં જેવી આનંદમગ્ન હતી તેવી હવે રહી નહોતી. તેટલામાં ગાય ઊભી રહી અને વીરતાપૂર્ણ હંભાર કર્યો. આને લઇ મારી આંખો મીચાઇ ગઇ, શરીર ધ્રુજવા લાગ્યું અને માની લીધું કે, સામે અવશ્ય કોઇ ભયંકર પ્રાણી છે. હું ધ્રુજતો ધ્રુજતો એક હાથમાં કમંડલુ અને વસ્ત્ર રાખી, બીજો હાથ ગાયની પીઠપર ધરી ઊભો રહ્યો. હવે શું થશે એ વિચારે મન મુંઝાઇ ગયું, બેભાન બની ગયું. તેમજ પગ નીચેની ધરતી સરી ગઇ હોય અને હું તથા ગાય હવામાં ઊભાં હોઇએ તેવું ભાસવા લાગ્યું. આવી સ્થિતિમાં કેટલો વખત ગયો હશે તે જાણી શકાયું નહિ, પણ જ્યારે મને ગાયે પોતાનું પૂછડું અફાળ્યું ત્યારે મને ભાન આવ્યું. મારી તંદ્રા તૂટી અને મારા શરીરને ઠંડી સુખકારક પવનલહરીઓ અથડાતાં મેં આંખો ઊઘાડી. તો એક રમણીય અને કંઇક સપાટ પ્રદેશમાં એક નિર્મળ જળ-ભર્યા ઝરણુને કાંઠે અમે ઊભેલાં જણાયાં.

## (૨)

## પ્રભુકૃપા આશ્રમ

૬ આ પ્રદેશ ગિરિશૃંગ પરનો હતો, પણ જે ગિરિમાળાના શૃંગ પર જવાની મારી અભિલાષા હતી તેજ આ શૃંગ છે કે બીજું ? તે મને સમજાતું ન હોતું. ત્યાંની વૃક્ષઘટાઓ અને નિર્જન વનસ્થલીઓ આનંદ વર્ષાવી રહી હતી અને પાસેના ઝરણાનું મધુર કલકલ કરતું નીર મને પોતામાં પડવા નિમંત્રી રહ્યું હતું. ગાયને થોડી વાર ઉભા રહેવા વિનતિ કરી હું ન્હાવા પડયો. ત્રણ ડુબકી મારી બહાર આવ્યો. ત્યાં તો મને જણાયું કે મારૂં શરીર અને માનસ બદલાયાં છે. શ્રમ કે શંકા કે ભયનો અંશ રહ્યો નથી. વગર પાંખે ઊડવાની અને હનુમાનની પેઠે એક જ છલંગે સમુદ્ર ઓળંગવાની શક્તિ મને મારામાં દેખાઇ અને જગતના સાંકડા વિચારની પાર મારૂં મન ઊડી રહ્યું હોય, અનંત આકાશમાં વિહરી રહ્યું હોય એમ મને જણાયું. निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः

એ સ્થિતિ હું કરઆમલકવત્ અનુભવી રહ્યો. આ સ્થિતિમાં મારી દૃષ્ટિ ગાય તરફ ગઇ કે તરતજ તેને પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દંડવત્ કર્યાં. તેણે શીંગડાથી સ્પર્શ કરી 'વત્સ ઊભો થા' એવો ભાવભીનો મૂક આદેશ આપ્યો. હું ઊભો થયો. તેણે પંથક્રીડા શરૂ કરી, અને હું આનંદભર્યો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

૭ અહીં ચંદ્ર કે સૂર્ય દેખાતા ન હોતા, છતાં કોઇ મધુરતમ પ્રકાશમાં અમે ન્હાતાં હતાં. મધુર ગતિએ કોમળ કરે અમારાં શરીરને અડપલાં કરતી સમીરલહરીઓ હર્ષભરી ફુદડી ફરતી અમે અનુભવતાં હતાં. વૃક્ષરાજિઓ પ્રણયપૂર્વક પ્રણામ કરતી અથવા પોતાના કોમળ શાખાકરોથી ધીમું ધીમું વ્યજન કરતી જણાતી હતી. પક્ષીઓ પ્રેમભર્યાં મધુર ઉદ્‌ગારે સત્કાર કરતાં હોય એવો ભાસ થતો હતો. ટુંકામાં કહું તો અણુએ અણુમાં સર્વ સચરાચર હસી રહ્યું હતું, આહ્લાદ આપી રહ્યું હતું અને આવા અવલોકન સાથે મારા જીવનની આ ધન્ય પળોને અભિનંદતો હું કામધેનુની પાછળ ભક્તિભાવભર્યાં હૃદયે પાદસંચાર કરી રહ્યો હતો. સમય કેટલો ચાલ્યો ગયો તેનું માપ થઇ શકતું ન હોતું, કારણ કે જ્યાં દૃષ્ટિ નાખું ત્યાં સૃષ્ટિ સૌન્દર્ય પીવામાં એકતાન બનેલું મારૂં મન તે ગણતરી કરવા છૂટું ન હોતું. એટલામાં ગાયે ઉચ્ચ પણ કોમળ સ્વરે હર્ષભર્યો હંભાર કર્યો. એથી મારી દૃષ્ટિ સીધી માર્ગપ્રતીક્ષા કરતી થઇ. ત્યાં સમીપમાં એક આશ્રમ જણાયું અને ગાયનો સ્વર સાંભળી તેમાંથી કેટલાંક પશુપક્ષીઓ અમારી તરફ હર્ષભેર આવકાર આપવા આવતાં જણાયાં. તેમાં મૃગરાજ અને મૃગરાજ્ઞી હતાં. મૃગો, મૃગીઓ અને મૃગશાવકો હતાં. શ્વાન, શશ, નકુલ અને માર્જાર પણ હતાં. તેમ રાજહંસ, મયૂર, કોકિલ, શુક, મેના, કબૂતર આદિ પક્ષી પણ હતાં અને નાગરાજ પણ હતા. તેમાંનાં કેટલાંક ગાયને નમવા લાગ્યાં અને કેટલાંક ગાય આગળ આળોટવા લાગ્યાં. ગાયે તેમાંનાં કેટલાંકને મુખસ્પર્શથી અને કેટલાંકને પ્રેમભરી આંખથી પોતાનો પ્રેમ જણાવી આદર કર્યો. મૃગરાજ આદિ કેટલાંક મારી પાસે આવ્યાં. મારા પાદને સ્પર્શ કર્યો, નમન કર્યાં. મેં તેમના શિર પર હસ્ત ધરી કે પીઠ પંપાળી મારો પ્રેમ જણાવ્યો. પછી મારાં એ બધાં નવાં સહોદરી સ્નેહવાળાં સાથે હું તે આશ્રમના દ્વાર પાસે આવી પહોંચ્યો.

૮ આશ્રમના આ મુખદ્વાર પર પ્રેમ અને દયા એ મુદ્રાલેખ સુયોગ્ય મોટા અક્ષરે લખ્યો હતો. અને તેની નીચે લઘુ અક્ષરોમાં નીચેની પંક્તિઓ લખાએલી હતી:—

"પ્રવાસી પંખીડાં ! શ્રમવિકલ વ્હાલાં ઘડી ઠરો;
અહીં આવો, બેસો, અતિથિ અમ મોંઘાં પરમ છો."

આશ્રમ વિવિધ વૃક્ષોથી ભરેલી એક નાની પહાડીની કરાડને અવલંબ્યું હતું. તેની તે કરાડ આશ્રમની પર્ણકુટીઓની પછવાડાની દીવાલનું કાર્ય બજાવતી હતી. વળી તે પહાડી પરથી એક નિર્મળ જળઝરણું એક કાષ્ઠ નલિકાના મુખમાંથી બે એક તસુ વ્યાસવાળા કુદરતી નળનું કાર્ય કરતું આશ્રમને શોભાવતું હતું, જળની જરૂરીઆત પૂરી પાડતું હતું. તેમ આમ્ર, અશ્વત્થ, મંદાર, નિશારાણી, શરૂ, બોરસળી, આમલકી, જાંબુ આદિ વિવિધ વૃક્ષો આશ્રમની સેવામાં ખડે પગે ઉભાં હતાં. તેઓ પાન, પુષ્પ, ફળ, કાષ્ઠ, ગુંદર, છાંય, શોભા, સુગંધ આદિ પોતાથી જે બને તે આશ્રમને ચરણે ધરી તેનું મન પ્રસન્ન રાખવા આઠે પહોર તૈયાર હતાં તેમ જ પ્રસંગે પ્રસંગે વ્યજન કરી, સુગંધ પ્રસારી પોતાનો પ્રેમ વ્યકત કરતાં હતાં. આગલા ભાગમાં રહેલા તુલસી અને વિવિધ સુમન છોડોથી તે દીપતું હતું. તેમાં વિવિધ રંગના ગુલાબ, મોગરા અને પારિજાતકો આદિ છોડો પોતાની પુષ્પસુવાસ-થી તેને સુવાસિત કરી રહ્યા હતા. કેટલાંક વૃક્ષો અને ફુલછોડોનાં તો હું નામ પણ જાણતો નહોતો.

## સ્વરૂપાનંદજી

આવા કુદરતી સૌંદર્યભર્યા આશ્રમના દર્શનથી મને અતિ આનંદ થયો. ગાય સાથે અમે બધાં એક પર્ણકુટી પાસે ગયાં. ત્યાં ધૂણી પાસે ગેરૂઆ વસ્ત્રધારી એક મહાત્મા બિરાજતા હતા. અમને જોતાં તો ઉભા થયા અને 'અહો અનંતાનંદનજી, આપ અહીં પધાર્યા એ ઘણું સુંદર થયું,' એમ ઉચ્ચાર્યું.

અમે એક બીજાને સાષ્ટાંગ નમન સાથે પાયવંદન કર્યું. મહાત્મા ગાય પાસે ગયા અને હું મને આપેલા આસન ઉપર બેઠો.

તેઓ ગાયની પીઠ પર હાથ ફેરવતાં મને ઉદ્દેશી કહેવા લાગ્યાઃ 'આ સુનંદા આજે મંદાકિનીસ્નાનને બદલે ભાગીરથીસ્નાનને માટે ગઇ, એથી આજે અમે કંઇક આનંદ અનુભવશું એવું મેં માન્યું હતું. તે ખરૂં પડયું. આપના પધારવાથી આ આશ્રમ આજ કૃતાર્થ થયું. આ નિર્મળ જળ આપતું દયાઝરણું અમારી શારીરિક તૃષા મટાડે છે, તેમ આપના અંતરના કૃપાઝરણુથી આજે અમારી માનસતૃષા મટતાં બહુ આનંદ થયો. આ આશ્રમનું અભિધાન 'પ્રભુકૃપા' છે, તે આજે સાર્થક થયું.

આશ્રમના બ્રહ્મચારીઓ અને મહાત્માઓ પૂર્ણિમાને કારણે અને પોતાના નિત્ય વાચન, મનન અને નિદિધ્યાસનની શંકાના સમાધાન માટે જ્ઞાનધારાએ સ્નાન અને પૂજ્યપાદ જ્ઞાનાનંદજીના સત્સંગ અર્થે ગયા છે.'

## અહિંસાની પ્રતિષ્ઠા–વૈરત્યાગ

૯ પછી થોડી વારે તેમણે કહ્યું: 'અમે તો અહીં कः केन हन्यते जन्तुर्जन्तुः कः केन रक्ष्यते ? કોણ કોને મારી કે જીવાડી શકે છે! સહુ કોઇના જનનમરણની નિયંતૃ શક્તિ જુદી છે, એ ચિંતન સાથે दया भूतेषु दिवं नयन्ति એ સિદ્ધાંત સાચવવા સદા પ્રયત્નશીલ રહીએ છીએ. આ ગિરિશૃંગ તીર્થભૂમિ છે, એ આપ જેમ આગળ જશો તેમ વધારે સમજાશે.' આમ કહેતાં કહેતાં તેમણે વનરાજ તરફ અંગુલી નિર્દેશ કરી કહ્યું. જુઓ આ અમારો અભય ચક્ષુ. તેનું શરીર ભલે સિંહનું છે પણ આત્મા સાચા સંતનો છે. 'જુઓ પેલું ભદ્રબાલ મૃગ શાવક પોતાના ઉગતા શૃંગની ખરજ મટાડવા અભયચક્ષુના કપોલ ભાગને શિલા માની ત્યાં પોતાનું મસ્તક ઘસી રહ્યું છે છતાં અભયચક્ષુની આંખમાં કે અંગમાં જરાય વિકાર થયો નથી. જુઓ પેલું સુખનંદન શશ અભયચક્ષુના આગલા પગને આસન માની તેના પર મીઠી નિદ્રા લઇ રહ્યું છે. જુઓ પેલા મણિધર માર્જાર અને મયૂર એક આસને બેઠા છે. મયૂર માર્જારના શરીર પર પોતાની ચંચુ ફેરવી રહ્યો છે અને મણિધર પોતાની ફણા ફૂલાવી આનંદમાં ડોલતા માર્જાર મયૂરના પાદ ચુમી રહ્યો છે. જુઓ આ ચંદ્ર મૃગ સુનંદાનું આંચળ મુખમાં લઇ પયઃપાન કરી રહ્યું છે. પોતાની ખરી માતાને મૂકી સુનંદાને માતા માની રહ્યું છે. સુનંદા પણ પોતાના વત્સની પેઠે તેનું શરીર ચાટે છે. આ 'પ્રભુકૃપા' આશ્રમમાં પ્રભુની કૃપાથી સહુને મન માન્યું પોષણ અને આનંદ મળે છે. આ અભયચક્ષુ અને તેની પત્ની સુચરિતા શેરપત્તી નામની વનસ્પતિના પત્રો ચાવી પોતાનું પોષણ કરે છે. છતાં તેમનું શરીર સૂકાતું નથી, સૌન્દર્ય ઘટતું નથી કે બળ સાહસમાં ઉણપ આવતી નથી. ઉલટું તેમનું માનસ ક્રૂર મટતાં તે બધાને ઉપયોગી થતાં સુખી થયાં છે. સુનંદાનું દૂધ, પંચાયતન દેવોનો પ્રસાદ તથા વનનાં ફળફૂલ અને કંદમૂળથી અહીંનાં સર્વ આશ્રમવાસીઓ શરીર નિર્વાહે સુખી છે. રાત્રિમાં કે દિવસે કોઇને ક્યાંય ગમે ત્યારે જવામાં કશો ભય નથી. કારણ કે તેઓ ગમે તેવા ક્રૂર પ્રાણીને પોતાના સર્વાત્મભાવથી પ્રેમભર્યા હૃદયથી અને સેવાતુર આંખથી મિત્ર બનાવી શકે છે. બીજાને ઉપયોગી થવું, બીજાના સુખ માટે પોતાનું સુખ જતું કરવું, સ્વસુખ નિરભિલાષ એ અહીંનું દરેક પ્રાણી સમજે છે,

અને તેથી અમે સર્વ સર્વદા આનંદમાં જ ઝીલીએ છીએ. અમારા બ્રહ્મચારીઓ દેવર્ષિ રમાનાથશાસ્ત્રીનો આ શ્લોક હોંશે હોંશે ગાય છે.

આમ કહી તેમણે નીચેનો શ્લોક સુંદર કંઠથી ગાયો હતોઃ–

यत्नेन केचन सचेतस एव दासाः कस्यैव कुत्रचन चेतनतो मिलन्ति ।
सन्तोषवैभववतां तु सतां स्युर्दासाः सरित्तरुगुहागिरिकाननानि ॥

૧૦ આશ્રમની એ સર્વ હકીકત જોઈ જાણી મને આનંદ થયો. હું ઉઠયો, દયાઝરણુ પાસે ગયો અને તેના જળનું આચમન કર્યું. સુનંદા પાસે જઈ તેનું પાયવંદન કર્યું. અભયચક્ષુ અને સુચરિતાને નમ્યો અને મહાત્માજીને નમન કરતાં કહ્યું કે, આપ મને જ્ઞાનધારા જવાની આજ્ઞા આપો અને માર્ગસૂચન કરો તો હું ત્યાં જાઉં.

તેમણે કહ્યું: 'જ્ઞાનધારા જતાં માર્ગમાં 'વિશ્વપ્રેમ કુંડ આવશે, ત્યાં આપને પૂર્ણાનંદજી મળશે. તેમને આ સ્વરૂપાનંદના 'નમો નારાયણાય' કહેજો. પરંતુ આપ અમારા અતિથિ છો માટે જતાં પહેલાં અમારૂં થોડું આતિથ્ય સ્વીકારો' એમ કહી તેઓ એક પાત્રમાં દૂધ લાવ્યા અને ધૂણીમાંથી એક સેકાયલું કંદ કાઢી તેની પાતળી છાલ ઉતારી માંહેથી નીકળેલો ભાત જેવો કણીદાર ગળ તે દૂધમાં મેળવ્યો. પછી ધૂણીમાંના અગ્નિને તેનાથી જમાડી મારી પાસે પાત્ર ધર્યું. મેં તેનું પ્રાશન કર્યું. સ્વાદ અપૂર્વ હતો. આચમન કરી જવા ઉત્સુકતા દેખાડી કે તરત સ્વરૂપાનંદજી ઊભા થયા અને અભયચક્ષુને કહ્યું કે, આ અનંતાનંદજીને 'વિશ્વપ્રેમ કુંડ' સુધી મૂકી આવ.

અભયચક્ષુ આગળ થયો. મેં બધાં પ્રાણીઓને વંદન કર્યું. સ્વરૂપાનંદજી આશ્રમના દ્વાર સુધી આવ્યા. મેં તેમને પ્રેમભરી વંદના કરી આશ્રમ છોડયું.

પંથે ચાલતાં આશ્રમ અને આશ્રમ અને આશ્રમવાસીઓ સંબંધીના વિચારે મારૂં મન ઘેરાએલું હતું. તેથી સૃષ્ટિસૌંદર્ય મારી આંખમાં આવી શકયું નહિ. હું તો એ વિચારતો હતો કે, ધનને બળે મનુષ્યો પોતાને ગમે તેવાં ઉચ્ચ સુખી કે સ્વતંત્ર માનતા હોય પણ તેમના કૌટુંબિક જીવનમાં આશ્રમવાસીઓ જેવાં પ્રેમ આનંદ અને શાંતિ ખરાં? કુટુંબમાંજ એકબીજાને ઉપયોગી થવાની સંપૂર્ણ સેવાવૃત્તિ અને સ્નેહ ખીલેલાં ખરાં? અરે આ ક્રૂર પશુજાત અભયચક્ષુ અને સુચરિતાના જેવો તેમનો દાંપત્ય પ્રેમ ખરો? જ્યાં પતિ ત્યાં પત્ની અને પતિની ઇચ્છા તે પત્નીની ઇચ્છા એવું ઐકયભર્યું દાંપત્ય જીવન ધનવાન અને સુધરેલામાં કે પંડિતો અને ગૃહસ્થ ધર્માચાર્યો–ધર્મોપદેશકોને ત્યાં છે ખરૂં? આર્ય મહર્ષિઓએ સપ્તપદીમાં

ગુંથેલું સાહચર્ય અને સ્નેહીજીવન અત્યારે આર્ય સંતાનોમાં નથી તેટલું ક્રૂર પશુઓમાં છે. તે જોઇ તેમને શરમાવાનું ખરૂં ? સ્વતંત્રતા એટલે સ્વચ્છંદતા અને અહંભાવનો ફુવારો એવું અત્યારે નથી અનુભવાતું ? હાલની સ્વતંત્રતામાં સ્નેહ, સહચાર અને સેવાનાં અનૂટ વહેનો જણાય છે ખરાં ? શું મોક્ષ અને મુક્તિરૂપ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વાતંત્ર્ય પદ્ધતિને નિર્દિષ્ટ કરનાર આર્ય મહર્ષિઓ રાજકીય પ્રજાકીય ધાર્મિક અને કૌટુંબિક સ્વતંત્રતાના શત્રુ હતા ? શું તે પુરૂષ હઇ સ્ત્રીઓને દુઃખી કરવા પ્રેરાયા હતા ? ના ના, આર્યમહર્ષિઓ ઉપર એ અપરાધ મૂકવો યોગ્ય નથી. જ્ઞાનચક્ષુ ઉપર હાલમાં ખોટા ચશ્મા ધલાયાં છે અને દૃષ્ટિ ટુંકી બની છે, તેથી છાણ મૂતરના કીડા થવાનું ગમ્યું છે, મનુષ્યત્વ સાચવવાનું કે ખીલવવાનું ગમ્યું નથી.

આમ વિચારવહનમાં હું તણાયો જતો હતો. માર્ગમાં કયાં કેટલું ઉંચાણ નીચાણ કે વળાંક આવ્યાં તે તરફ મારૂં લક્ષ્ય નહોતું. હા, અભયચક્ષુની પાછળ પાછળ ચાલવું તે નિશાન ચૂકાયું નહોતું. અભયચક્ષુ ઊભો રહ્યો એટલે હું ઊભો રહ્યો અને જોયું તો અમે એક કુંડ પાસે આવી ગયા હતા. અભયચક્ષુએ મને નમન કર્યું. મેં પ્રેમભર્યા હૃદયે તેની પીઠ થાબડી વ્હાલ કરી વિદાય આપી. તે ગયો તેટલામાં કુંડ પાસે એક રાજહંસ હતો તેણે મારી સમીપ આવી નમન કર્યું અને પછી તે એક વૃક્ષના થડ પાસે જઇ ઊભો. બીજાં કોઇ પશુપક્ષી કે મનુષ્ય અહીં જણાતાં નહોતાં.

( ૩ )

## દેવાલય : : વિશ્વપ્રેમ કુંડ

૧૧ હું 'વિશ્વપ્રેમ કુંડ' પર ગયો. તેને જોયો. તેનો મથાળાનો ભાગ શ્વેત, આસમાની અને કૃષ્ણવર્ણા આરસ પત્થરની સમચોરસ તખ્તીઓથી સુરમ્ય બંધાએલો હતો. અંદરની ચારે બાજુની પગથી આછા લાલ પત્થરની બાંધેલી હતી. કુંડમાંનું જળ એટલું બધું નિર્મળ હતું કે, તેમાં તેના તળીઆની સોનાવર્ણી રેતી ઉપર જ હોય તેમ દેખાતું હતું. કુંડના કાંઠાની આસપાસ ચારે બાજુ પાંચ પાંચ ફૂટ જગા મૂકી ચારે ખૂણે તથા ચારે બાજુના મધ્ય ભાગમાં, ઉઘાડેલાં મોટાં રાજછત્રસમાં આસોપાલવનાં સુંદર નવપલ્લવ વૃક્ષો ઊભાં હતાં. અને તેની નીચે બે ગજ લાંબી પહોળી શ્વેતવર્ણી આરસ પત્થરની શિલાઓનાં આસનો હતાં. પાસેજ નાની નાની પહાડીઓ હતી. તે પરની સુંદર વૃક્ષરાજિઓ ચક્ષુને આનંદ આપી પોતા તરફ આકર્ષતી હતી. વાયુ શાંત ગંભીર સ્થિતિમાં હતો. નીરવ શાંતિના હૃદયંગમ સામ્રાજ્યની આણ પ્રવર્તી રહી હતી. આ અવલોકતાં આનંદતા

હું કુંડમાં ઉતર્યો. જળસ્પર્શ કર્યો. આચમન કરી શિરપર ચડાવી સ્નાન કર્યું અને મુખે રામરક્ષા સ્તોત્ર ઉચ્ચારતો બહાર આવ્યો. ભીના વસ્ત્રને ડાળીપર સૂકવવા નાખી શિલાસનપર બેઠો. પૂર્ણાનંદજી અહીં મળશે એવું સ્વરૂપાનંદજીએ કહ્યું હતું એટલે તેઓ જાતે આવી મળે તો ઠીક, અગર કોઇ મનુષ્ય મળે તો તેઓ ક્યાં રહે છે તે પૂછી તેમની પાસે જઉં એ વિચાર મનમાં ઘોળાતો હતો. ત્યાં દેવ રમણીઓ જેવી બે સુંદર યુવતિઓ મારી પાસે આવી, નમન કરી નજીકમાં બેઠી.

તેમાંની એકે કહ્યું: 'મહાત્માજી, આપ અહીં એકીલા બિરાજો છો તે કરતાં સામી પહાડીપર પધારો તો ત્યાં રમણકુંડ આગળ અમારી સખીઓ રમે છે તેમને આપનાં દર્શનનો લાભ થાય અને આપને પણ ત્યાંનું સૌન્દર્ય જોવા મળે. પ્રાણીઓમાં કુદરતી ભાવ હોય છે કે, તેમને તેમનાં જેવાં બીજાં સમભાવીને જોતાં મળતાં આનંદ થાય. કેમ અનુકૂલા, મહાત્માજી ત્યાં પધારે તો તેમને અને આપણને આનંદ ન થાય ?'

અનુકૂલાએ પ્રત્યુત્તર આપ્યો. 'બ્હેન પ્રતિકૂલા, જ્યાં પ્રાણ પ્રફૂલિત થાય ત્યાં આનંદ. કોઇ એકાકી શાંતિમાં આનંદ માને છે તો કોઇ એક બીજાના સહવાસમાં આનંદ માને છે. અંતર જેવી ભાવનાથી ભર્યું હોય તેવી ભાવના તરફ તે ઢળે છે. समानशीलव्यसनेषु सख्यम् એ અનુભવ ઉક્તિ ખોટી નથી.

મને બંનેના કહેવામાં સત્ય જણાયું તેથી મેં કહ્યું: 'આપ બંને બ્હેનોની વાત સાચી છે. હું અહીં મહાત્મા પૂર્ણાનંદજીની રાહ જોઉં છું; આપ તેમનું સ્થાન જાણતાં હો તો જણાવો.'

પ્રતિકૂલાએ કહ્યું: 'જ્યાં ચિત્તની શાન્તિ ત્યાં પૂર્ણાનંદ—બીજા પૂર્ણાનંદને અમે જાણતાં નથી.' પછી તેણે અનુકૂલાને કહ્યું: 'બ્હેન, હું સ્નાન કરી લઉં.' એમ કહી તે ઊભી થઇ. અને સ્ત્રીઓ સ્નાન કરતી હોય ત્યાં બેસવું મને ઠીક ન લાગ્યું, તેથી પૂર્ણાનંદજીના મીલનની વાત બાજુ પર રાખી હું પંથ પળવા તૈયાર થયો.

પગ ઉપાડયો ત્યાં કોઇ દેવાલયના ઘંટનો અવાજ સંભળાયો. એ સફળ શુકન માની હું ચાલ્યો. ત્યાં વૃક્ષ નીચે ઊભેલ રાજહંસ મારી આગળ ચાલ્યો. તે જોઇ મને મનમાં આવ્યું કે, આવું ભોમીયાપણું મેં પ્રથમથી જ જાણ્યું હોત તો આટલો વિલંબ ન થાત. કશેક ડગલાં આગળ જતાં વૃક્ષ પર સૂકવેલ વસ્ત્ર યાદ આવ્યું. તે લેવા હું પાછો ફર્યો.

વસ્ત્ર લીધું પણ પેલી પ્રતિકૂલા કે અનુકૂલા ત્યાં દેખાઇ નહિ. કુંડનું જળ પણ સ્થિર હતું. મેં આશ્ચર્ય સાથે માન્યું કે, વિશ્વપ્રેમને કાંઠે કાંઇ અયુક્ત તો નજ હોય. કદાચ કસોટી રૂપ હોય. તેવો સંભવ ખરો. એમ વિચારતો હું રાજહંસ પાછળ ચાલ્યો. માર્ગમાં એક વળાંક વળતાં દક્ષિણ હાથ તરફ નીચાણમાં મનોહર તરૂકુંજમાં પોતાના ઉન્નત શિખરથી નિમંત્રતું એક ભવ્ય દેવાલય જણાયું. અમે તે તરફ ચાલ્યા. ત્યાં પહોંચ્યા.

૧૨ એ દેવાલયની સીમાના પ્રવેશ દ્વારમાં બંને બાજુ એક એક શરૂ વૃક્ષ પ્રતિહારની જેમ ઊભાં હતાં. ત્યાં જમણી બાજુ એક નાનું ઝરણ હતું તેમાં હાથપગ ધોઇ આગળ વધવા વૃક્ષના થડે બાંધેલી પાટીમાં સૂચન હતું. હું તે આદેશવશ વર્તી આગળ વધ્યો. પ્રવેશદ્વારથી દેવાલયની પગથી સુધી લગભગ ૯૦ ફૂટના અંતરમાં બંને બાજુ પર દશ દશ ફૂટને અંતરે આસોપાલવનાં એકસરખી ઉંચાઇનાં વૃક્ષ હતાં ને તે દરેકની છાયમાં ત્રણેક ગજ લાંબા અને દોઢેક ગજ પહોળાં લાલ પત્થરનાં એકાદ ગજ ઉંચાઇનાં ચતુષ્પાદ આસનો હતાં. અને એ બે બે આસનોની વચ્ચેના ભાગમાં ફુલછોડના બબ્બે કયારા હતા. તેની કિનાર લીલી દૂર્વાથી શોભતી હતી. અને તેમની વચ્ચેના મધુરા ફુલછોડ તેમના પરનાં વિવિધ રંગી સુવાસિત પુષ્પોથી અપૂર્વ આલ્હાદ આપતા હતા. પગથી નજીક બંને બાજુ પાંચેક ફૂટ ઉંચા લાલ પત્થરના બાંધેલ બે તુલસી કયારા હતા. તેમાં તુલસી છોડો પોતાના શિર પર કોમળ મંજરીઓ ધરી આનંદતા ઊભા હતા.

દેવાલય પૂર્વાભિમુખવાળું હતું. તે લાલ પત્થરનું લગભગ પોણોસો ફૂટ ઉંચું યોગ્ય શિલ્પથી શોભતું હતું. તેનો શિખર કળશ સોનવર્ણો હતો. અને તેની પાસેના ધ્વજ દંડ પર ભગવા રંગનો ધ્વજ પવનની ગતિ સૂચવતો હતો. દેવાલયનો આગળના મોટા ઘુમટવાળો ભાગ ત્રણ બાજુ ખુલ્લો હતો અને તે ત્રણે બાજુ એક એક નાના ઘુમટવાળા ભાગો હતા. આ ભાગોમાં દાર્શનિકોને આવવા જવાને ત્રણે બાજુ પર શ્વેત અને કૃષ્ણવર્ણા આરસની પગથીઓ બાંધેલી હતી અને ઘુમટોની નીચેના ભોંયતળીઆના ભાગમાં પચરંગી આરસ પત્થરો જડેલા હતા.

## પંચાયતન દેવો

મોટા ઘુમટવાળા ભાગની પશ્ચિમ બાજુ સાથે બાવીસેક ફૂટ વ્યાસનું નિજમંદિર હતું. તેમાં સ્વસ્તિક યંત્રાકારમાં પંચાયતન દેવોની પ્રતિમાઓ

હતી. [1]મધ્યમાં જગદંબાની મૂર્તિ હતી, તેના ઉપરિભાગમાં રથમાં બેઠેલા [2]સૂર્ય નારાયણની અને અધોભાગમાં [3]ગજાનનની મૂર્તિઓ હતી. તેમજ જગદંબાની ડાબી બાજુ [4]વિષ્ણુની અને જમણી બાજુ [5]સદાશિવની મૂર્તિઓ હતી. છેટેથી સ્વસ્તિકાકાર* દેખાતી આ રચનામાં પાંચે દેવોની પૂજામાં સર્વ વ્યવસ્થા જળવાઇ રહે તેવો સમાસ હતો. દરેક મૂર્તિ બે ફૂટ ઉંચાઇ અને સવા ફૂટ પહોળાઇ જેટલી સરખા માપની દેખાતી હતી. તેમનું સ્નાન આદિ જળ એક બીજાને સ્પર્શતું નહોતું. તે એક મોરી વાટે નિજમંદિરની બહારના તેને ફરતા પાંચ ફૂટના પગથારમાં ઉત્તર દિશામાં આવેલ એક પત્થરના ગૌમુખમાંથી નીચે કુંડીમાં પડતું હતું. દરેક મૂર્તિ પાસે બે બે ઘીના દીવા બળતા હતા અને સમીપમાં તેમનાં વાહન સિંહ, ગરૂડ, વૃષભ આદિ હતાં. પૂજારીઓ માટેનું પ્રવેશદ્વાર મૂર્તિઓની પાછળ નિજમંદિરની પશ્ચિમ દીવાલમાં હતું અને પૂજાથી પરવારી બહાર જવાનું દ્વાર ઉત્તર તરફ હતું. દક્ષિણ તરફનું દ્વાર પીતળની સળીની ગુંથણીવાળી જાળીથી ભીડાયલું હતું.

નિજમંદિરની બહાર ઘુમટવાળા ભાગમાં પ્રતિમાભિમુખ પાંચ બ્રાહ્મણો જપ કરતા હતા. દેવાલયની આસપાસ વિસ્તીર્ણ જગામાં બિલ્વ આદિ વિવિધ વૃક્ષો દેવોનું વ્યજન કરતાં અને પ્રાણ પાથરતાં ઊભાં હતાં. દેવાલયની પાછળ એક નાનો સ્નાન કરવાનો કુંડ હતો. અને તેની પાસે એક કૂપ હતો. તે કૂપનું જળ પૂજન અને ભોગ સામગ્રી આદિના કામમાં વપરાતું. દેવાલયની ઉત્તર બાજુ ભંડારને માટેની જગા હતી અને તેની પાસે જ પૂર્વ તરફ લંબાતી જગામાં મહાત્માઓને વસવાની પર્ણકુટીઓ હતી. દક્ષિણ બાજુ પચાસેક ફૂટને છેટે એક ગૌશાળા હતી. તેમાં કેટલીક ગાયો અને તેમનાં વત્સો દેખાતાં હતાં. આ બધું મેં પહેલાં ચારે તરફ ફરી નિહાળ્યું. હંસ તો તુલસી ક્યારા પાસેજ પ્રથમથી ઊભો રહ્યો હતો.

૧૩ દેવાલય સંબંધી નિરીક્ષા કર્યા પછી હું વિધિસર દર્શન માટે પૂર્વ તરફની પગથીથી ઘુમટવાળા ભાગમાં આવ્યો. દેવ તરફ દૃષ્ટિ કરી શિર નમાવતાં નિજમંદિરના દર્શન દ્વાર પરના એક શ્લોક પર મારૂં ધ્યાન ગયું. તે દાર્શનિકોને તેમનું કર્તવ્ય સંબોધતો તથા આશીર્વાદ સૂચવતો આ પ્રમાણે હતો:–

*



"આપો શરણ્ય શિવ મંગલ સૌ તમોને, થાઓ ચિતિસુખપ્રવાહ અનન્ય ભોક્તા;
ઉત્સાહયુક્ત મનથી શુભ માર્ગદર્શી, હોતાં હજો સતત મગ્ન સમષ્ટિસેવા."

હે દર્શન કરનારાંઓ, શરણાગત વત્સલ શિવજી તમો બધાંને મંગલ આપો. તમારૂં કલ્યાણ કરો. તમે બધાં તમારાં ચિતિસુખપ્રવાહનાં અનન્ય ભોક્તા બનો, આધ્યાત્મિક સુખપ્રવાહમાં આનંદો. ઉત્સાહવાળા મનથી હમેશાં શુભ માર્ગ જોનારાં થાઓ. ધર્મને સાચે રસ્તે જનારાં થાઓ અને હમેશાં સમષ્ટિસેવામાં, પ્રાણીમાત્રની સેવામાં, સચરાચરની સેવામાં મગ્ન હો, ડુબી જાઓ, રચ્યાં પચ્યાં રહો. અર્થાત્ સમષ્ટિસેવાને તમારૂં કલ્યાણકારી ખરૂં ધ્યેય સમજો.

આ શ્લોક વાંચી મારો આત્મા અત્યંત પ્રસન્ન થયો અને મને જણાયું કે, આ શ્લોક અર્થ સાથે દરેક દેવાલયમાં રાખ્યો હોય તો દર્શન કરનારને કાંઇક અસર થાય, પોતાના કર્તવ્યનું કાંઇક ભાન થયા કરે.

એ શ્લોક વાંચી સમજી આનંદભર્યા હૃદયે દીવાલના બીજા ભાગમાં જોતાં નીચેના પાંચ શ્લોકો મંદિરના પાંચે દેવોની* પ્રાર્થના રૂપ લખેલા દીઠા, વાંચ્યા.

उदयगिरिमुपेतं भास्करं पद्महस्तं, निखिलभुवननेत्रं रक्तरत्नोपमेयम् ।
तिमिरकरिमृगेन्द्रं बोधकं पद्मिनीनां, सुरवरमभिवन्दे सुन्दरं विश्ववन्द्यम् ॥ १ ॥

ब्रह्मेन्द्ररुद्रहरिचन्द्रसहस्ररश्मिस्कन्दद्विपाननहुताशनवन्दितायै ।
वागीश्वरि त्रिभुवनेश्वरि विश्वमातः अन्तर्बहिश्च कृतसंस्थितये नमस्ते ॥ २ ॥

गजाननं भूतगणादिसेवितं कपित्थजम्बूफलचारुभक्षितम् ।
उमासुतं शोकविनाशकारकं नमामि विघ्नेश्वर पादपङ्कजम् ॥ ३ ॥

वामाङ्के च विभाति भूधरसुता देवापगा मस्तके,
भाले बालविधुर्गले च गरलं यस्योरसि व्यालराट् ।
सोऽयं भूतिविभूषणः सुरवरः सर्वाधिपः सर्वदा,
शर्वः सर्वगतः शिवः शशिनिभः श्रीशङ्करः पातु माम् ॥ ४ ॥

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं, विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं, वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ५

મેં આ શ્લોકો ભાવપૂર્વક મનમાં બોલી દેવોનાં દર્શન કર્યાં. સાષ્ટાંગ વંદન કર્યું. બ્રાહ્મણોને મૂકપણે નમન કર્યું. દેવોને ફરી ફરી નિહાળ્યા. અંતરમાં ઉતાર્યા. નમન કર્યાં.

* ૧ સૂર્ય. ૨ જગન્માતા. ૩ ગણપતિ. ૪ શિવ અને ૫ વિષ્ણુ.

## પૂર્ણાનંદજી

પછી પૂર્ણાનંદજીનો પત્તો લાગે તો તેમને ભેટી લઉં એમ મનમાં થયું. ત્યાં સ્નાનાર્થે એક બ્રહ્મચારીને કુંડ તરફ જતાં જોયો. હું તરત તેની પાસે ગયો. પૂર્ણાનંદજીના સ્થાનની ભાળ પૂછી. તેણે પોતાની મળત્યાગ પછીની શૌચવિધિ નહિ કરી હોવાથી મુખથી નહિ બોલતાં અંગુલીનિર્દેશથી ઇશાન કોણમાં આવેલી પર્ણકુટી બતાવી.

હું ત્યાં ગયો, દ્વાર બંધ હતું. બહાર ત્રણ ચાર શિલાસનો હતાં. મેં દ્વાર પાસે જઇ હરિઃ ૐ હરિઃ ૐ હરિઃૐ એમ ત્રણ વાર ઉચ્ચાર કર્યો અને અંદરથી કોઇ બહાર આવે છે કે કેમ તે રાહ જોતો પાસેનાં શિલાસન પર બેઠો. ત્યાં દ્વાર ઉઘડયું અને તે મહીંથી લાંબી જટા તથા દાઢીવાળા પંજાબી કદના મજબૂત બાંધાના પૂર્ણાનંદજી બહાર આવ્યા. અને મને પીછાનતા હોય તેમ 'અહો અનંતાનંદજી, આપ અહીં કયાંથી ?' આમ પ્રશ્ન કરી 'ઘણું સારૂં થયું. આજે ધન્ય ભાગ્ય કે આપનાં દર્શન થયાં.' એમ વિનય કરતાં પરસ્પર વંદનનો શિષ્ટાચાર કરી સિલાસનો પર બેઠા.

પછી મેં તેમને કહ્યું કે, 'સ્વરૂપાનંદજીએ આપને 'નમો નારાયણાય' કહ્યા છે. તે જણાવતાં મારી એક શંકાનું હું આપની પાસેથી સમાધાન ચાહું છું. આપે મને મારૂં નામ આપી પરિચિતપણું દેખાડયું તેથી હું વિસ્મય પામ્યો છું. શું આપણે કયારેય મળ્યા હતા? મને કેમ યાદ આવતું નથી?'

પ્રત્યુત્તરમાં પૂર્ણાનંદજી બોલ્યા. આપણે પરસ્પર મળ્યા નથી, પરંતુ મેં આપનાં દર્શન કર્યાં છે અને આપનું નામ તથા કાર્ય જાણ્યું છે. કારણ કે અહીંનું બ્રહ્મચારી અને ત્યાગી મંડળ પૂજ્યપાદ જ્ઞાનાનંદજી સાથે કુંભ વખતે ભાગીરથીસ્નાન માટે નીચે આવેલ. ત્યાં સનાતન ધર્મની વ્યાખ્યાન પીઠ પર આપ સિંહગર્જનાથી આપણા પૂજ્ય મહર્ષિઓની ધાર્મિક પ્રણાલિકા સમજાવતા હતા. ત્યારે પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને લંપટ અને સ્ત્રી ઘેલા તથા સર્વવંદ્યા રાધાને જગભાભી બનાવનાર, ચિતરનાર, ઉઘાડા શૃંગારનાં ગીતો, કવિતાઓ આદિથી કામભાવના ફેલાવનાર, ઉદ્દીપન કરનાર, હાલના સંપ્રદાયોની ધૂળ ખંખેરતા હતા; એ સાંભળી પૂ. પા. જ્ઞાનાનંદજી તથા અમો સર્વને ઘણો આનંદ થયો હતો. जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् એ શ્રીકૃષ્ણચંદ્રના ગીતાવાકયને અને ગોપીઓને ગુરુ ગણી તેના જેવી કામભાવનાથી કૃષ્ણને ભજવાની પ્રણાલિકા સાધનાર સંપ્રદાયોના સિદ્ધાંતની સરખામણી કરી તે સંપ્રદાયો સદાચાર અને વિશુદ્ધ દાંપત્યપ્રેમના

કેવા મહારિપુ છે, તેનું શ્રોતાઓને ભાન કરાવતા હતા. દ્વાપરમાં ધર્મને બે પાદ હતા. કલિયુગમાં ધર્મને એક જ પાદ છે. એટલે કલિમાં તો મૂળે જ કામભાવના વિપરીત ખેલ ખેલી રહી છે. તેને મર્યાદિત કરવાની અને સદાચારને રસ્તે વાળવાની ધર્માચાર્યોની ફરજ છે. ત્યાં કૃષ્ણને નામે કામભાવનાને વધારે વિપરીત કરવી, બહેકાવવી અને સદાચારનું, શીલચારિત્રનું, દાંપત્યપ્રેમનું સત્યાનાશ કાઢવું એ શું ધર્મ છે? મહર્ષિઓની સનાતન ધર્મપ્રણાલિકાથી આ કેટલું વિપરીત છે? તેનું તોલન કરવા તમો શ્રોતાઓને સંબોધી રહ્યા હતા, ભારપૂર્વક વિનંતિ કરી રહ્યા હતા. તે સમયે અમે ત્યાંના શ્રોતૃગણમાંના એકને પૂછ્યું હતું કે, આ વ્યાખ્યાતા સ્વામીનું નામ શું? તેના જવાબમાં તેણે વખાણ સાથે જણાવ્યું હતું કે, તેમનું નામ સ્વામી અનંતાનંદજી છે. તેઓ પ્રખર વિદ્વાન છે. તેમજ મહર્ષિઓની સનાતન ધર્મભાવનાના સારા અભ્યાસી અને પૂજક છે. એથી અમે પ્રેમભાવે આપનાં તૃપ્તિપૂર્વક દર્શન કર્યાં હતાં અને સાંભળતાંની સાથે આપનું નામ હૃદયમાં છપાઇ ગયું હતું. એટલે આજે આપને નિરખતાં જ આપનું નામ જીભ પર આવી પડ્યું છે અને નામ સાથે સત્કાર થયો છે. પૂજ્યપાદ જ્ઞાનાનંદજીએ આપના એ વ્યાખ્યાનની અહીંના મંડળમાં પણ ચર્ચા કરી હતી અને આપના તે વિચાર તથા કાર્યને માટે ધન્યવાદ ઉચ્ચાર્યા હતા. અને અહીંનો વિષ્ણુદત્ત તો—'રાંધ્યાં અન્ન પ્રસાદમાં પ્રભુ પ્રભુના વેચાય...' એ હરતાં ફરતાં વારંવાર બોલ્યા કરે છે. તેમજ નિગમાનંદજી તો આપની પ્રાર્થનાના—'આવો આવો કૃષ્ણચંદ્ર બહુ વેગથી...ધર્મ નામથી ધર્મચોરને ખેંચના...ધર્મલાજને રાખો આવી નાથજો.' આ ચરણો હાવભાવથી બોલે છે ને તેમાંય પણ છેલ્લું ચરણ બોલતાં રડી પડે છે.'

૧૪ તુર્તજ મેં બીજો પ્રશ્ન કર્યો: 'આપ અહીં દેવાલયમાં પંચાયતન દેવપૂજન રાખો છો. પણ કેટલાક આધુનિક સંપ્રદાયો તો પંચાયતન દેવપૂજનને નિંદે છે, હલકા શબ્દો ઉચ્ચારે છે અને પ્રાચીન કાળમાં તે દેવપૂજન ન હોતું, હમણાં ઉભું કર્યું છે, એમ કહે છે એનું શું?'

તેમણે જવાબ આપવો શરૂ કર્યો: "તેવું બોલનારા બોધનારા સંપ્રદાયો મિથ્યાવાદી છે. પંચાયતન દેવો વેદવંદિત છે એથી એ વેદ જેટલા જ પ્રાચીન છે. ૧ ગાયત્રી મંત્રમાં સૂર્યની ઉપાસના છે, એ વેદમંત્ર છે અને દરેક દ્વિજને ઉપવીતસંસ્કાર સમયે એ અપાય છે. ૨ તેમ नमो गणेभ्यो गणपतिभ्यश्च वोनमो એ અને गणानांत्वा गणपति...આદિ વેદમંત્રો જાણીતા છે. તેમાં ગણપતિપૂજન છે. ૩, ૪ અને ૫ તેમજ શિવ, વિષ્ણુ અને શક્તિ વેદવંદિત છે, એમ કોણ

નથી જાણતું ? વેદોની ભાવના પુરાણોમાં ઉતરી છે અને શ્રીમદ્ભાગવત, પદ્મપુરાણ આદિમાં પંચાયતન દેવપૂજન જણાવેલ છે. વધારે આઘા ન જતાં સામાન્ય જ વિચાર કરીએ. શરીર અને બ્રહ્માંડનું બંધારણ પાંચ મહાભૂતોથી છે. શરીરમાં પણ જ્ઞાનેંદ્રિય કર્મેન્દ્રિય પંચક છે. વનસ્પતિનાં પણ પંચાંગ ગણાય છે. આ બધા પંચીકરણની મૂળ વસ્તુ પંચાયતન દેવો છે.

नभसोऽधिपतिर्विष्णुरग्नेश्चैव महेश्वरी। वायोः सूर्यः, क्षितेरीशो, जीवनस्य गणाधिपः ॥

અર્થાત્ આકાશના વિષ્ણુ, અગ્નિના મહેશ્વરી–દુર્ગા, વાયુના સૂર્ય, પૃથ્વીના શિવ અને જળના ગણપતિ અધિપતિ છે. જેમ દરેક શુભ કાર્યમાં પહેલાં ગણપતિને પૂજવામાં આવે છે, તેમ દરેક ધાર્મિક કાર્યમાં પહેલાં आचम्य ઉચ્ચારાય છે. એટલે દરેક ધર્મકાર્યની શરૂઆતમાં પહેલવહેલું જળ સંભારાય છે, તેનો ઉપયોગ થાય છે. એ જળના અધિપતિ ગણપતિ છે એટલે દરેક ધર્મકાર્યમાં પહેલાં ગણપતિને સ્મરવા પડે છે.

બીજી રીતે જુઓ. બ્રહ્મ–પરમાત્મા એક સાગર સ્વરૂપ છે. પણ સાગરમાં જળ, તરંગ, ફીણ, બુદબુદ અને સીકર (જળકણ) એમ પંચીકરણ સમાએલ છે, તેમ બ્રહ્મમાં પંચાયતન દેવો સમાયલા છે. માટે જ પદ્મપુરાણના ઉત્તર ખંડમાં કહેલું છે કે:–

सौराश्च शैवा गाणेशा वैष्णवाः शक्तिपूजकाः। मामेवाप्नुवन्तीह वर्षापः सागरं यथा ॥
एकोऽहं पञ्चधा जातः क्रीडया नामभिः किल। देवदत्तो यथा कश्चित् पुत्राद्याह्वन नामभिः ॥

જેમ વરસાદનું પાણી સાગરને મળે છે તેમ [1]સૂર્ય [2]શિવ [3]ગણેશ [4]વિષ્ણુ અને [5]શક્તિને પૂજનારા મને જ મળે છે. જેમ દેવદત્તને કોઇ પુત્ર, કોઇ ભ્રાતા, કોઇ પિતા, કોઇ પતિ, કોઇ સખા વગેરે નામથી બોલાવે તેમ ક્રીડા અને નામોએ કરીને હું પાંચ રૂપે થયો છું. એટલે પંચાયતન દેવોની નિંદા તે પરમાત્માની નિંદા બરાબર છે. તેમ કરનારા–નિંદા કરનારા સનાતનધર્મી હોઇ શકે નહિ."

મેં કહ્યું; 'તેઓ પોતાને સનાતનધર્મી કહેવડાવે છે અને ખાસ વૈષ્ણવ મનાવે છે.'

આ સાંભળી તેઓ આશ્ચર્યચકિત થયા અને બોલ્યા: "પિતા વિના પુત્ર કયાંથી ? પંચાયતન દેવમાં વિષ્ણુ છે, અને જો તેઓ પંચાયતન દેવને માનતા નથી તો વૈષ્ણવ થયા કઇ રીતે ! દશાવતાર કે ચોવીસ અવતાર વિષ્ણુના કહેવાય છે, રામ કે કૃષ્ણના નહિ. રામ અને કૃષ્ણના અવતાર વિષ્ણુના અવતારકાર્યમાં સમાઇ જાય છે. પરંતુ કદાચ તેઓ રામ

અને કૃષ્ણને જ પરમાત્મા સ્વરૂપ માને તો પણ તેમણે ઉત્પન્ન કરેલા દેવોને તેટલા જ પ્રેમથી માનવા જોઈએ.

કેટલાક એમ પણ કહે કે, અમે તો મુખને માનનારા છીએ એટલે હાથપગને માનવાની જરૂર નથી. આમ કહેનારા એ ભૂલી જાય છે કે, હાથપગના તેજે મુખ તેજવાળું છે અને મુખને આપેલું હોય તે મુખ પોતે ચાવી સુધારી હાથપગ આદિને મોકલાવે છે. આવી કુદરતી સ્વાભાવિક જગત-રચના તેઓ જાણતા નથી, માનતા નથી, આથી તેઓ જાતે જ પોતાને મહામૂર્ખ, વેદબાહ્ય કે અજ્ઞાનાતની જણાવે છે."

તેમના આ પ્રવાહને મેં રોકયો. વાર્તાલાપ સંકેલવા પ્રયત્ન કર્યો. જ્ઞાન-ધારા જવાની રજા માગતાં માર્ગદર્શન માટે કોઈ સાથમાં મોકલવા વિનતિ કરી.

એટલે તેમણે કહ્યું: "આપ અમારા અતિથિ છો. થોડો સત્કાર સ્વીકારીને જાઓ. પંચાયતન દેવો આપને તો માન્ય છે ના ? તેમનો પ્રસાદ જમીને જાઓ."

એમ કહેતાં કહેતાં તેઓ પર્ણકુટીમાં જઈ એક પ્રસાદ ભરેલી પાતળ અને જળ ભરેલું પાત્ર લાવ્યા. મેં તેમને તેમાંથી થોડું જમવા આગ્રહ કર્યો. પણ તેમણે જણાવ્યું કે, 'મારું જપકાર્ય હજુ અપૂર્ણ છે.' આથી હું જ તે પ્રસાદ જમી ગયો, અને જળપાન કરી આગળ જવા તૈયાર થયો.

તેઓ મારી સાથે દેવાલયની પગથી સુધી આવ્યા. હું દેવોનાં ફરી દર્શનવંદન કરવા ઉપર ગયો. તે ફરી આશીર્વાદનો શ્લોક બે વાર વાંચી નીચે આવ્યો. એટલે તેમણે મને કહ્યું કે, 'આ ધર્મગતિ (રાજહંસ) આપને જ્ઞાનધારા મૂકી જશે; ત્યાં આપને યોગસિદ્ધજી બટુક (બ્રહ્મચારી) મળશે, તેમને મારા 'નમો નારાયણાય' જણાવશો.'

પછી પરસ્પર વંદન કરી અમે છૂટા પડયા. મારી આગળ ધર્મગતિ ચાલતો થયો.

## મનન—ચિંતન

૧૫ ધર્મગતિની પાછળ ચાલતાં ચાલતાં મેં આજના બનાવોનું સિંહા-વલોકન શરૂ કર્યું. कालस्य विचित्रा गतिः પ્રભાતે હું ભાગીરથીને કાંઠે જપ કરતો હતો. સુનંદાનાં દર્શન થયાં. ગિરિશૃંગે આવવાની આશા સફળ થઈ. અલૌકિક ઝરણમાં ન્હાતાં શરીર અને મન નિર્મળ થયાં. 'પ્રભુકૃપા' આશ્રમમાં આવતાં 'પ્રેમ અને દયા' કેટલે સુધી કેળવી શકાય છે તેનું ભાન થયું. 'વિશ્વ પ્રેમકુંડ'માં ન્હાતાં મનઃશુદ્ધિ વધી. પંચાયતન દેવનાં દર્શનથી एकोऽहं बहुस्यम्

સમજાયું. પૂર્ણાનંદજીની અગાધ વિદ્વત્તા જોવાઇ. તેમણે પંચાયતન દેવની વેદ જેટલી પુરાતનતા અને તેમનો બ્રહ્મ તથા બ્રહ્માંડરચના સાથે સંબંધ સમજાવી नृणामेको गम्यस्त्वमसिपयसामर्णव इव। એ ભગવાન્ પુષ્પદંતાચાર્યનું વાણી-ગૌરવ હૃદય રમતું કર્યું. सत्संगतिः किं न करोति पुंसाम्? આવી એકાંત જગામાં ઇશ્વરચિંતન, કુદરતી આનંદ, શુદ્ધ ભોજન અને સમષ્ટિસેવારત જીવન શું કાર્ય ન કરે? દેવો પણ આવા મહાપુરૂષોનાં અને તેમનાં આશ્રમનાં દર્શન કરવા કેમ ન આવે? આવતા જ હશે. ખરેખર મહર્ષિપ્રણીત ધર્મમાર્ગ, ગીતામાર્ગ, ભાગવતમાર્ગ, ભૂલાયો છે, તેથી જ ભારત દુઃખી છે. પોતાનો માયિક લોભ અને મોહ છોડી ખરા સનાતન ધર્મનો પ્રચાર કરવો એ જ હાલના ધર્માચાર્યોનું કર્તવ્ય છે. તેથી તેમનો પોતાનો આલોક પરલોક સુધરવા સાથે તેમના પર શ્રદ્ધા રાખતી જનતાની પણ સદ્‌ગતિ થાય છે. **મમતા, મારૂં, તારૂં, અમારો ધર્મ જ શ્રેષ્ઠ, અને અમારૂં ટીલું ન હોય તેના હાથનું અમે પાણી પણ ન પીએ; આવો દુરાગ્રહ અને ભાગલાની નીતિ પૂજનારાઓ પોતાનું અને સમગ્ર ભારતનું અહિત કરનારા છે. ભારતસંરક્ષક તેઓ શું થઇ શકશે?**

"એક પિતા પરમેશ્વર જાણો આપણો, નિકટ સગાંઓ સમજો ભાઇબ્હેન જો;
નીકો નાની મોટી સહુ જીવોતણી, વ્હેતું તેમાં એક અખંડિત વ્હેન જો."

કવિ કાંતનું આ વચન સનાતન ધર્મના ખરા સત્ત્વરૂપ છે. સનાતન ધર્મ એટલે વ્યષ્ટિ સમષ્ટિની એકતાનો ધોરી માર્ગ; સર્વાત્મભાવ અને એકાત્મભાવનો આદર્શ; સમગ્ર વિશ્વનું સંગઠન; અણુથી બ્રહ્મ પર્યંતનું એકીકરણ—આનું સારગ્રાહી સત્ત્વ સમજનાર ગુજરાતના લાડીલા ટેકીલા કવિસમ્રાટ્ નાનાલાલજી ઉપનિષદ્‌વાકયમાં પોતાના આત્માને વિરાટ રમતો કરે છે કેઃ—

"પિતા પેલો આધે જગત વિટતો સાગર રહે,
અને વેગે પાણી સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે મુજ જીવનની સર્વઝરણી,
દયાના પુણ્યોના પ્રભુ તુ જ મહાસાગર ભણી."

વાહ કવિકુલમણિ નાનાલાલજી વાહ! ખરા કવિની પ્રાણપ્રાર્થના આવી જ હોઇ શકે. ખરે રાજર્ષિ ભર્તૃહરિએ ઠીક જ ઉચ્ચાર્યું છે.

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः। नास्ति येषां यशःकाये जरामरणजं भयम्॥

કવિગૌરવની આ ગાથા અપૂર્વ છે.

× × × ×

આવી વિચારસમાધિમાંથી ધર્મગતિએ, રાજહંસે મને જગાડયો; તેણે હર્ષસૂચક અવાજ કર્યો અને મારી સમાધિ છૂટી ગઇ. સામે એક ગગનચૂમી પહાડ દેખાયો. તેના પરથી પડતી જળધારાનો અવાજ સંભળાયો અને એક વિશાળ વડનું દર્શન થયું. હું ત્યાં જલ્દી પહોંચવા લોભાયો અને ઉતાવળે પગલે ચાલવા લાગ્યો, છતાં રાજહંસ સ્વરૂપી ધર્મગતિની આગળ જઇ શકયો નહિ. આથી મને સમજાયું કે, धर्मस्य त्वरिता गतिः એ સત્ય તેના સ્વરૂપમાં નથી પણ ક્રિયામાં છે.

અમે જ્ઞાનધારાના સીમાવર્તી પ્રદેશમાં પહોંચ્યા. ત્યાં દ્વારપાળ જેવા બ્રહ્મચારી યોગસિદ્ધિજી ઉભેલા જણાયા. તેમણે મને જોતાં જ કહ્યું: 'અનંતાનંદજી, પધારો. હું યોગસિદ્ધિ આપને નમન કરૂં છું.' એમ બોલતા પાસે આવ્યા.

ધર્મગતિ (રાજહંસ) મારા પગ પર પોતાની ચાંચ ધરી નમન કરી મારી વિદાય આપવાની રાહ જોતો ઉભો રહ્યો. મેં હર્ષભેર તેને બાથમાં લીધો અને ચુંબન કરી પાંખ પર હાથ ફેરવી વિદાય આપી. તે ચાલતો થયો.

પછી યોગસિદ્ધિજીને મેં કહ્યું: ''બ્રહ્મચારીજી, પૂર્ણાનંદજીએ આપને 'નમો નારાયણાય' કહ્યા છે.' એ સાંભળી તેમણે સામા 'નમો નારાયણાય' ઉચ્ચાર્યું અને સૂચવ્યું કે, 'આપ શ્રમિત થયા હશો. આ કદંબવૃક્ષ નીચે થોડી વાર વિશ્રાંતિ લ્યો.' મેં તે સ્વીકારી લીધું અને તેઓ પણ મારી પાસે બેઠા.

(૪)

## અક્ષયવાટિકા—જ્ઞાનધારા

૧૬. થોડીવાર મૌન સેવ્યા પછી મેં પ્રશ્ન કર્યો. 'બ્રહ્મચારીજી, જ્ઞાનધારાથી આગળ કોઇ સ્થળો જોવા જાણવા યોગ્ય છે?'

તેમણે 'જી' શબ્દ ઉચ્ચાર્યો. (આ પ્રદેશમાં 'જી' હકાર અર્થમાં ગણાય છે.)

મેં પ્રશ્ન લંબાવ્યો: 'શું શું?'

તેમણે પ્રત્યુત્તર કર્યો:–'આગળ બ્રહ્માનંદક્ષેત્ર અને ભગવાન્ વેદ નારાયણનું દિવ્ય મંદિર છે. તે મંદિરમાં પ્રણવ છે અને તે પ્રણવમાં પુરૂષ પ્રકૃતિનું–કૃષ્ણરાધાનું સ્વરૂપદર્શન છે. તે દશ્યાદશ્ય છે. કવચિત્ દેખાય છે, કવચિત્ દેખાતું નથી. તેથી તે દર્શન તો કોઇક ભાગ્યશાળીને જ થાય છે. તપોબળ અને સમષ્ટિસેવાની એ કસોટી છે. જેનામાં તે વધારે તેને તે દર્શન થાય જ.'

મારી જિજ્ઞાસા વધી અને વળી પૂછ્યું:–"આપ મારી સાથમાં ત્યાંસુધી આવી હકીકત સાથે તે સર્વ બતાવવા કૃપા કરશો ?"

તેમણે કહ્યું:–'હું આપને ક્ષેત્રની સીમા સુધી પહોંચાડીશ. પછી ત્યાંના સિદ્ધિવિનાયક આપની સાથે રહેશે ને તે બધું સમજણ સાથે બતાવશે.'

તેમના તે ઉત્તરથી હું બહુ ખુશી થયો, પરંતુ બીજી જ પળે મન ચિંતાતુર થયું અને ઊંડો નિ:શ્વાસ મૂકી જવાયો. તે જોઇ તેમણે પ્રશ્ન કર્યો: 'કેમ નિ:શ્વાસ ?'

મેં કહ્યું: 'એ દર્શન મને થશે કે નહિ થાય એ આશાનિરાશાના ઝુલા પર પાદ ધરતાં વ્યાકુળ મને નિ:શ્વાસ મૂકાઇ જવાયો.'

તેમણે આશ્વાસન પૂર્વક કહ્યું: 'ચિંતાનો ત્યાગ કરો. આપના પ્રસંગની સાંકળ સાંધતાં મને તો સમજાય છે કે, આપને નિરાશ થવા સમય નહિ આવે. આપના પધારવાના મને પ્રથમથી ખબર થયા અને અહીં આવી ઉભા રહેવાની મને પ્રેરણા થઇ એ બનાવજ કહી આપે છે કે, આ પુણ્યભૂમિની યાત્રા આપને સર્વ રીતે સાનુકૂળ બનશે.'

મેં પૂછ્યું: 'મારા આવવાની ખબર આપને આગળથી શી રીતે થઈ ?'

તેમણે કહ્યું: 'આપની ઉપરના ઈશ્વરના અનુગ્રહથી. (પછી બે ચાર પળ મૌન રહી વળી કહ્યું:) અહીંના ઘણા બ્રહ્મચારી તથા ત્યાગીઓએ આપનાં દર્શન કર્યાં છે. તેઓ આપના નામથી, કાર્યથી અને છબીથી જાણીતા છે. તેમાંના એક પૂર્ણનાથના મંદિરમાં આવેલ. તેમને આપે પૂર્ણાનંદજીની ભાળ પૂછેલ. તેમણે અહીં આવી આપના ત્યાંસુધીના આગમનના સમાચાર મને જણાવ્યા. તે જાણી મેં માની લીધું કે, આપ અહીં પધારવા માટે જ પૂર્ણાનંદજીને મળી જાણવા જોગ વાતો જાણી લેવા પૂરતા ત્યાં રોકાશો, તેમ પર્ણિમા હઇ ત્યાં વધારે નહીં રોકાશો. આમ વિચારી આપ મને શોધો તે પહેલાંજ હું અહીં આવીને ઊભો રહું તો ઠીક, એવી પ્રભુદત્ત પ્રેરણાથી ધકેલાયો અને આપની રાહ જોતો હું અહીં ઊભો રહ્યો.'

હું તો માનું છું કે, આવા સીધા સાદા બનાવોમાં પણ ભવિષ્ય દર્શન ગુંથાએલું હોય છે. તેમના આ કથનથી મારો આત્મા આનંદ પામ્યો. અને 'ત્યારે તો આપણે અહીં વિલંબ કરવો ઠીક નહીં. ચાલો આગળ જઇએ,' એમ કહી હું ઊભો થયો એટલે તેઓ પણ ઊઠયા.

યોગસિદ્ધિજીનું તેજ તેમના નામ યોગ્ય જણાતું હતું. તેમનાં તપ, સંયમ અને ત્યાગનું એકરસ થએલું ઓજસ તેમની મુખાકૃતિ અને વાણીમાં

ઝળકતું હતું. તે નિહાળતો, વંદતો હું ચાલતો હતો. લગભગ અર્ધાધં ધટિકામાં અમે જ્ઞાનધારા પાસેના મહાત્માઓની છત્ર રૂપે સેવા બજાવતા અક્ષયવટની આસપાસની અક્ષયવાટિકામાં પ્રવેશ કર્યો.

× × × ×

૧૭ એ વાટિકાની સુંદરતા, સ્વચ્છતા અને મનોહરતા હું શું કહી બતાવું ?! આદિ કવિ વાલ્મીકિ, ભગવદ્ અવતાર સત્યવતીસુત કૃષ્ણદ્વૈપાયન અને દુનિયાભરના મહાકવિઓ અને લેખકોએ સૃષ્ટિસૌંદર્ય સંબંધમાં જે કાંઈ વનસ્પતિવૈભવ ગાયો છે—કથ્યો છે, તે બધાનાં સુસત્ત્વો આમાં જણાતાં હતાં. ગુજરાતના મહાકવિ પ્રેમાનંદે દમયંતીના સ્વરૂપ વર્ણન સંબંધમાં કહેલ છે કેઃ—

'સંસાર સર્વનું તજ લીધું દિવ્ય દેહડી થાવા;
ધડી દમયંતીને ભુજ ખંખેર્યા તેના તો તારા હવા.'

આ વાટિકા સંબંધમાં પણ આ સત્ય જણાયું. જાણે કે વિશ્વકર્માએ કે બ્રહ્માજીએ સૃષ્ટિસૌંદર્ય સંબંધમાં પોતાના મનમાં પ્રથમમાં પ્રથમ જે કાંઇ ઉત્તમોત્તમ વિચારચિત્ર દોરેલું અને તેને માટેનાં સાધનો એકઠાં કરેલાં તેમાંથી તેના સર્વોત્તમ નમુના રૂપે તેમણે આ વાટિકાને બનાવી હોય અને તે બનાવતાં વધેલાં સાધનોથી પૃથ્વી પર બીજે સ્થાને તે પાથર્યું હોય, એવું અનુમાન મારા અંતઃકરણમાં આફ્ણીએ સરી આવ્યું. આમાંનાં દરેક વૃક્ષ, છોડવેલ આદિ વનસ્પતિ પોતપોતાના જાતિસમૂહને સુયોગ્ય ઉંચાઇ, નીચાઇ, સીધાં વાંકાં થડ, તેના ઉપર સુયોગ્ય માપસરની શાખા, ઉપશાખાઓ અને તે પર લીલાં વિવિધ રંગનાં પાત્રોની એકસરખી ગુંબજ જેવી ઘટાઓ, તેમાંનાં પુષ્પો અને ફળો, અને તે ચાખતાં, સુંઘતાં પોતાનો ઉરઆનંદ ઠલવતા પ્રેમઘેલા ભમરા અને કોમળકાય પક્ષીઓના મધુરસુરાં કીલકીલાટ, ટહુકા, ગાન અને મસ્તીખોરી એ બધું અહીંના સૌંદર્યની આછી રૂપરેખા રૂપ હતું. કયાંય જીર્ણ કે સૂકાં પર્ણ કે શાખાકાષ્ઠ ગમે તેમ ગમે ત્યાં પડયાં હોય તેવું જરાય ભૂમિમાલિન્ય જણાતું ન હોતું અર્થાત્ તેવી કશી કુરૂપતા અને કર્કશતાનો ત્યાં અભાવ હતો. ઉડી આંખે વળગે એવી સ્વચ્છતા ત્યાં પથરાઇ હતી. સાથે ત્યાંના સમીરવહનમાં સમાયેલી સુગંધિ ઘ્રાણેન્દ્રિય દ્વારા કાંઇ નવે જ બળે મારા હૃદયને હીલોળતી હતી. આ બધું જોતાં, અનુભવતાં હું આનંદમાં નાહી રહ્યો હતો.

આનંદમાં મને જણાયું કે, કૃત્રિમ સૌંદર્યના કલાવિદોને સિદ્ધહસ્ત થએલાં ચાતુર્ય અને કળાવો તેઓ ભલે અભિનંદનીય હોય પણ ઉર

આફ્ણીએ જેના પદપાસ ઢળી પડે અને આત્મા એકરસ બની તન્મયતામ થનગને તે બળ તો સ્વાભાવિક સૌન્દર્યમાં જ હોય. તેવું સૌન્દર્ય તો અહીં આ અક્ષયવાટિકામાં જ હતું, એવું મને ભાસતું હતું.

તેની સામે જ નગાધિરાજ દેવગિરિ પોતાની વિશાળ કાયથી ગગન ભરતો ઉભો હતો. તેનાં હિમઆચ્છાદિત શિખરો, ઉપશિખરો તેના શ્વેત રૂપેરી મુકુટ અને શ્વેત ઉત્તરીય વસ્ત્રનો ભાસ આપતાં હતાં. તેમજ તેના સર્વશ્રેષ્ઠ ઉત્તુંગ 'બ્રહ્મપાદ' શિખર પરથી સર્વ લોકને પાવન કરનારી જગદ્‌ વંદ્ય 'જ્ઞાનધારા' જાણે આ ધન્ય સ્વરૂપ સ્વર્ગની સીડી સમા ગિરિરાજનાં શિખરો રૂપ પગથી પર પાદ ધરતાં આકાશવિહારી આકાશગંગા પૃથ્વી પર પધારતાં હોય તેવો ભાસ થતો હતો. અથવા પૃથ્વીભરની દરિદ્રતા ટાળવા રજત રસનો આ મહાપ્રવાહ પ્રભુ પોતાના બ્રહ્મપાદ પરના આસનેથી દરિદ્ર નારાયણને અર્ઘ્યરૂપે અર્પતા હોય એવું અનુમાન થતું હતું. અને હજારો સેવકગણોથી ઘેરાઇ ખમા ખમા થતા ચક્રવર્તી રાજરાજેન્દ્ર જેમ આ પુણ્યપાવન દેવગિરિ તેના પરના તેને ઘેરી રહેલા અનેક વૃક્ષગણોથી દીપતો હતો. તેના મૃત્તિકા કે શિલામય કાયભાગનાં દર્શન દુર્લભ હતાં. જાણે કેવળ વૃક્ષકાય જ તે કેમ ન હોય તેમ આંખને જણાતાં મનમાં સંભ્રમ થતો હતો. પણ તે સંભ્રમને નહિ ગણકારતો, લાત મારતો મારો હર્ષોન્માદભર્યો આનંદ પોતાની પાંખ પર બેસારી મને હૃદયાકાશની પાર કોઇ નવા પ્રદેશમાં લઇ જતો હોય એમ મને લાગતું હતું.

તે સમયે મને બ્રહ્મનિષ્ઠ સુદર્શનકાર મણિલાલજીનું–"અમે વહાણે ચડયાં પ્રેમાનંદને, કરી જગત બધાને જુહાર રે, હોડી માંઝીડા વહેલી હંકારજે." એ વચન યાદ આવી મુખમાંથી આફ્ણીએ નીકળતું હતું. એટલું જ નહિ પણ તેના શબ્દેશબ્દે રમતા ભાવો આ સૌન્દર્યદર્શનદ્વારા હૃદયમાં ઓતપ્રોત થતા હતા. અર્થાત્ એ સમયે હું હુંનું ભાન વિલાઇ ગએલા કોઇ વિલક્ષણ અભાનની સ્થિતિ મારાં આત્માને નચાવી રહી હતી. અને એ જ કારણથી યોગસિદ્ધિ મારા સામે નિમિષોન્મિષ કુતૂહલભરી દૃષ્ટિથી જોતા હતા. ખરે એ સમયની મારા આનંદમગ્ન આત્માની સ્થિતિનું સંપૂર્ણ ચિત્ર દોરવા, બતાવવા મને શબ્દ મળતા નથી; એથી હું હવે તે સંકેલું છું. માત્ર સૃષ્ટિ–સૌન્દર્યનું પાન કરતો અતૃપ્ત હૃદયે હું યોગસિદ્ધિ સાથે માર્ગમાં આવતા આ પરમ પવિત્ર મનોહર અક્ષયવાટિકાના સ્વલ્પ ભાગમાંથી આગળ વધી શિવસ્વરૂપ અક્ષયવટની છાંયમાં પ્રવેશ્યો.

## અક્ષયવટ

૧૮ આ મહાન્ વટવૃક્ષનું 'અક્ષય' એવું નામ તેની વિશાળ કાય અને ઘણી પુરાતન શાખા, ઉપશાખાઓથી સાર્થક જણાતું હતું. અને કોઇ કોઇ વૃદ્ધ માતાઓ પોતાની યુવાન પુત્રીઓના સ્કંધ પર હસ્ત મૂકી, તેમનું અવલંબન લઇ કર્તવ્યવશ થતી હોય તેમ આની વિશાળ શાખાઓ તેની વડવાઇ રૂપ પુત્રીઓના પાતાળસ્તંભસમા સ્કંધ પર પોતાના નમી પડતા વપુ ભાગને ટેકવી કર્તવ્યપરાયણ હતી. આથી તે નીચેની ભૂમિમાં કુદરતી રીતે થઇ પડેલા નાના મોટા ખંડો તથા બારીબારણારૂપ દેખાવો જોઇ આશ્ચર્ય સાથે આનંદ થતો હતો.* તેમાં કહીં કહીં દર્ભાસન, શિલાસન અને મૃગચર્માસન હતાં. કહીં વ્યાઘ્રાંબર આચ્છાદિત ભૂભાગ પણ હતા. કહીં કૌપીન વસ્ત્ર સૂકાતાં હતાં તો કહીંક તુંબાં કે કમંડલુ રૂપ જળપાત્રો પડયાં હતાં, અને કહીંક તો શીર્ષાસન (ઓશિકા) સારૂ રખાયલા પત્થર પણ હતા.

હું આસપાસ ચારે તરફ ફરી આ બધું નિહાળતો હતો, ત્યાં યોગસિદ્ધિજીએ મને એક દર્ભાસન બતાવી તે પર બેસવા વિનતિ કરી અને પોતે પણ બેઠા. પછી કહેવા લાગ્યા કે: 'સ્વામીજી, આ પવિત્ર ભૂમિ અને તેમાં રહેતા સંતસાધુ આદિની સ્થિતિ હું આપને સંક્ષેપમાં જણાવી દઉં અને તે પછી આપણે તેમનાં દર્શન કરીએ.' મેં તે વાત પ્રસન્નતા સાથે સ્વીકારી.

તેમણે કહેવું શરૂ કર્યું: 'ભગવન્, આ ભૂમિ સર્વથા શુદ્ધ અને પવિત્ર છે. દુનિયાભરની સર્વ સંસ્કૃતિઓનું ઉદ્ઘાટન પ્રથમ અહીં થી થયું છે. આ ધારા પૃથ્વીપટે પથરાતાં 'જ્ઞાનગંગા' એવું નામ પામે છે. આ ગંગાનો શુભ, અશુભ, પહોળો, સાંકડો ઊંડો છીછરો પ્રવાહ ચર અચર સર્વને શાંતિપ્રદ થાય છે. કોઇ કોઇ મહાત્માઓ, તો આનાં જળને નાના મોટા ગ્રંથ રૂપ પાત્રોમાં ભરી, સંગ્રહી, સમય પર આવી પડતી વિષમ વેળાએ આશ્વાસન રૂપ થવા યોગ્ય બનાવે છે.† ધન્વંતરી જેવા હજારો વૈદ્યરાજોના લક્ષ્મીનારાયણ રસ જેવાં સર્વોત્તમ રસાયન જે કાર્ય નથી કરી શકતાં તે આનાં થોડાં બિંદુઓ કરે છે. કાળને મારી હઠાવવા કે જન્મમરણની ભુલભુલામણી સંકેલાવા આ જળ સાચા સંકેતે સેવતાં નિરાશ થવું પડતું નથી. આપણા આર્યોની શ્રુતિસ્મૃતિ તેમ તેના જેવા બીજા ધાર્મિક અને નૈતિક ગ્રંથોમાં તથા પૃથ્વી પરના સર્વ ધર્મના પ્રસિદ્ધ

---

* આ વખતે નર્મદા તટે આવેલો કબીર વડ મને સાંભરી આવ્યો.

† સ્વ. ઇ. સૂ. દેસાઇએ રચેલા ચંદ્રકાંત, પંચદશી પર 'ચંદ્રકાંત વિવરણ' વગેરે.

ગ્રંથોમાં આ જળ જ ભરેલું છે. એ સર્વ આ ગંગાજળનાં સંગ્રહસ્થાનો છે. અને તેનાથીજ મન તન અને બુદ્ધિ સાત્વન પામી સર્વની જીવનવ્યવસ્થા અને રક્ષા સુયોગ્ય રીતે થવા માર્ગસૂચક થાય છે. તેમજ આ જ્ઞાનધારાનું પ્રત્યક્ષ સેવન કરનાર અહીંના સિદ્ધ, સંત, ત્યાગી, બ્રહ્મચારી આદિ સર્વ મંડળો નિરંતર તપ સંયમ અને ત્યાગમાં રત રહેનાર છે. कौपीनवंतः खलु भाग्यवंतः એ ભગવાન્ ભાષ્યકારના વાકયની જીવનમાં પૂરેપૂરી ઉતારેલી સત્ય પ્રતિભાની ઝાંખી-દર્શન આપને અહીં થશે.* તેમજ शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनम् એ જીવનવ્રત અને ચારિત્રકવચનું પ્રત્યક્ષ દર્શન પણ અહીંનાં એ મંડળોમાં જ થશે. 'હંસો માનસસરોવરને કાંઠે રહે છે અને માત્ર સાચાં મોતી જ જમે છે. તેમ દૂધ અને જળનું મિશ્રણ તેમની સમીપ ધરતાં તેઓ દૂધ પી જાય છે અને પાણી પડતર રાખે છે' એ આલંકારિક વચનનું સત્ય પણ અહીં જણાશે. રાજહંસ કહેવાતા પક્ષીમાં તે ગુણ નથી, પણ ખરા સંત પરમહંસમાં તે ગુણ છે. વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ અને તિતિક્ષાની આકરી કસોટીએ કસાઇ માયા, મોહ છોડેલા અને જળકમળ જેમ શબ્દાદિ વિષયો જેમને સ્પર્શી શકતા નથી તેવા તથા તે વિષયો રૂપ શસ્ત્રોથી હુમલો કરનાર હૃદયસ્થ રહેલા કામાદિ શત્રુઓ શત્રુભાવ ત્યાગી મિત્રરૂપ બન્યા હોય તેવા સંતો જ પરમહંસ નામને પ્રાપ્ત થાય છે. એવા પરમહંસોનું પણ આપને અહીં જ દર્શન થશે. અર્થાત્ જ્ઞાની અજ્ઞાની સર્વને મન છે; પણ તે મન દ્વારા આવતા સઘળા વિચારોમાંથી જ્ઞાની બ્રહ્મભાવ રૂપ મોતીને ચુગે છે તેમજ બ્રહ્મ અને માયામિશ્રિત જગતમાંથી માયિક ભાવ છોડી બ્રહ્મભાવને જ ગ્રહણ કરે છે. આવા પરમહંસમાંના એક આપ છો અને તેવા બીજા આપને અહીં મળશે.

"મરજીવે સંતે મન વશ કીધાં, દરિયામાં પેશી રૂડાં મોતીડાં લીધાં;
જેની સુરતા લાગી છે, સુરતા લાગી છે, જેની ભ્રમણા ભાગી છે.
ઓળખ્યા છે નિજ આતમ રામ, સોહાગણ જેની સુરતા લાગી છે."

આ પ્રાચીન ભજન અને તેનો અર્થ આપથી અજાણ્યો ન જ હોય. મરીને જીવવું એ ખરા ધર્માચાર્યોનો અને સંતોનો ધર્મ છે. તેની નિશાની રૂપે અગ્નિકાયદર્શક ભગવાં વસ્ત્રનો ઉપયોગ છે. એ આપ જાણો છો અને તેવી સ્થિતિમાં રહો છો. છતાં એવા આપ સંતજન પાસે આ આશ્રમને અંગે મને સોંપાયલા કાર્યને લઇ એ જણાવવું પડ્યું છે. હું તો આપનો

* अपि कौपीनवान्शंभुस्तथापि परमेश्वरः ।

એક અજ્ઞ પામર બાળક છું. મારો અવિનય ક્ષમા કરશો, મને પવિત્ર કરશો.” એમ વદતાં તેમણે મારા પાયમાં પોતાનું મસ્તક ધર્યું.

તેમની આ નમ્રતા અને સાધુતા જોઇ મારી આંખમાંથી આંસુ વર્ષવા લાગ્યાં, હૃદય દ્રવી પડ્યું. તેનાથી તેમના મસ્તક પર અભિષેક કરતાં મેં તેમને ઉઠાડયા. થોડી પળો અમે મૌન રહ્યા. પછી તેમણે કહ્યું: ‘પૂજ્યપાદ જ્ઞાનાનંદજી તથા અન્ય સંતોનાં દર્શન કરવા પધારો. આજે પૂર્ણિમા હઇ સમાજ ભરાયો હશે, કાંઇ કાંઇ વિષયો ચર્ચાતા હશે,’ આમ કહી તેઓ ઊઠયા અને હું પણ ઉઠયો.

## જ્ઞાનધારા

અમે બંને ત્યાંથી જ્ઞાનધારાની સમીપના વિશાળ ચોગાનમાં ગયા. ત્યાં જ્ઞાનગંગાને કાંઠે અક્ષયવટની શીતળ છાંયમાં દેવોથી વીંટાયલા પિતામહ બ્રહ્મદેવ સમા અનેક સંતજનોથી વીંટાયલા મહાત્મા જ્ઞાનાનંદજીનાં અમને દર્શન થયાં.

## ભાગવત ધર્મ

૧૯ પૂજ્યપાદ આચાર્યપ્રવર જ્ઞાનાનંદજી મૃગચર્મ બીછાવેલી વ્યાસપીઠ પર બિરાજ્યા હતા. તેમની એક બાજુ પરમહંસો અને અન્ય ત્યાગીઓ તથા બીજી બાજુ સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ દર્ભાસનો બીછાવી બેઠા હતા. અમે એ સાધુસમાજને વંદન કર્યું અને આચાર્યશ્રીને વંદન કરવા વ્યાસપીઠ પાસે ગયા ત્યારે તેમના મુખકમળમાંથી આ શ્લોક સુસ્વરે પરાગ પાથરી રહ્યો હતો.

> कस्मै येन विभासितोऽयमतुलो ज्ञानप्रदीपः पुरा,
> तद्रूपेण च नारदाय मुनये कृष्णाय तद्रूपिणा ।
> योगीन्द्राय तदात्मनाऽथ भगवद्राताय कारुण्यतः,
> तच्छुद्धं विमलं विशोकममृतं सत्यं परं धीमहि ॥

શ્લોક પૂર્ણ થતાં તેમણે મારા તરફ દૃષ્ટિ કરી સ્મિતપૂર્વક કહ્યું; ‘અહો અનંતાનંદજી, પ્રસન્ન ?’

મેં ઉત્તરમાં મસ્તક નમાવ્યું.

તેમણે વાણીપ્રવાહ ચાલુ રાખ્યો: ‘ઠીક સમયે આવ્યા. દર પૂર્ણિમાએ અહીં સમાજ મળે છે, તેમાં કાંઇ કાંઇ ધર્મચર્ચા થાય છે. આજે ‘ભાગવત ધર્મ અથવા શ્રીમદ્ ભાગવત અને આધુનિક વૈષ્ણવતા’ એ વિષય સંક્ષેપમાં ચર્ચવાનો છે. સ્તુતિ અને મંગળાચરણ થયા પછી ચર્ચાના વિષય

સંબંધમાં પ્રથમ શ્લોક બોલતાં જ આપ આવ્યા.' એટલું કહી સમાજ તરફ દૃષ્ટિ વાળી પૂ. આ. જ્ઞાનાનંદજી વ્યાખ્યાન કરવા લાગ્યા:–

શ્રીમદ્ ભાગવત કોણે કોને કહ્યું? કયા કયા મહર્ષિઓએ તેનો પ્રચાર કર્યો? કયું સર્વશ્રેષ્ઠ ધર્મતત્ત્વ તેમાં સંગ્રથિત છે? તે આ શ્લોકમાં કહેવાયું છે. (૧) સ્વયં નારાયણે બ્રહ્માજીને પ્રથમ ભાગવતનું જ્ઞાન આપ્યું. (૨) બ્રહ્માજીએ નારદ મુનિને, (૩) નારદ મુનિએ કૃષ્ણ દ્વૈપાયનને, (૪) કૃષ્ણ-દ્વૈપાયને યોગીન્દ્ર શુકદેવજીને અને (૫) તેમણે કરૂણાપૂર્વક રાજા પરીક્ષિતને કહ્યું. આમ પ્રચારકોનાં નામ જણાવી કહે છે કે, આ જ્ઞાન જેની તુલના ન થઇ શકે તેવો મહાન્ પ્રદીપ, તેજોનિધિ છે, તે વિમળ, વિશોક, અમૃતમય પરમ સત્યનું અમે ધ્યાન ધરીએ છીએ. અર્થાત્ ભાગવતમાં પરમસત્યધર્મ જ્ઞાન સમજાવેલું છે. હવે એ જ્ઞાનના અધિકારી જણાવતાં તેના સેવનથી થતો મહાલાભ કહે છે.

श्रीमद्भागवतं पुराणममलं यद्वैष्णवानां धनं;
यस्मिन्पारमहंस्यमेकममलं ज्ञानं परं गीयते ।
यत्र ज्ञानविरागभक्तिसहितं नैष्कर्म्यमाविष्कृतं,
तच्छृण्वन्विपठन्विचारणपरो भक्त्या विमुच्येन्नरः ॥

શ્રીમદ્ભાગવત પુરાણ વૈષ્ણવોનું પરમધન છે. તેમાં પરમહંસદશાપ્રાપ્ત પરમજ્ઞાન કહેલું છે તથા જ્ઞાન, વિરાગ અને ભકિત સહિત કર્મ કરતાં ડાગ ન લાગે, બંધન ન થાય, ફળની ઇચ્છા ન રહે એવું નૈષ્કર્મ્ય સમ-જાવેલું છે. એનું વિશુદ્ધ ભાવે ભકિતપૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરતાં માણસ મુકિત પામે છે.

આધુનિક વૈષ્ણવતાનો ઉદય તો થોડા સૈકાઓ પહેલાં થયો છે, પણ આ જ્ઞાનપ્રવાહ તો હજારો વર્ષથી વહી રહ્યો છે. ભાગવતમાં પણ સેંકડો વર્ષથી તેનું અવતરણ થયેલ છે. એટલે આ શ્લોકમાં વૈષ્ણવ શબ્દ છે તે આધુનિક વૈષ્ણવતાના વૈષ્ણવો માટે જ નથી; પરંતુ આ જ્ઞાન પર પ્રીતિ રાખનારા સર્વને માટે એ શબ્દ વપરાયેલો છે. ભાગવતમાં કહેલ જ્ઞાન તે ભાગવત ધર્મ અને તે ધર્મ કપિલમુનિ અને દેવહૂતિથી શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સંવાદ સુધીમાં અનેક રીતે પુનઃ પુનઃ કહેવાયો છે. આ ધર્મનવ-નીત વિષ્ણુપુરાણમાં એક શ્લોકમાં દર્શાવેલ છે.

ज्ञानं विशुद्धं विमलं विशोकं, अशेषशोकादिनिरस्तसङ्गम् ।
एवं सदैकं परमः परेशः, स वासुदेवो न यतोऽन्यदस्ति ॥

પરમાત્મા વાસુદેવ સિવાય અન્ય કાંઇ નથી, એ નિશ્ચય સદા મનમાં રમી રહે; એજ વિશુદ્ધ, વિમળ, વિશોક અને સર્વ પ્રકારના કલિમલથી રહિત ખરૂં જ્ઞાન છે. હવે તે જ્ઞાન કઇ રીતે મેળવાય તે કહી બતાવે છે.

ज्योतींषि विष्णुर्भुवनानि विष्णुर्वनानि विष्णुर्गिरयो दिशश्च ।
नद्यः समुद्राश्च स एव सर्वं, यदस्ति यन्नास्ति च विप्रवर्य ॥

અર્થાત્ ભૂગોળ, ખગોળ અને જગતમાં જે કાંઇ છે અને નથી; એટલે મૂર્ત સ્વરૂપે છે, અમૂર્ત સ્વરૂપે છે તે સર્વ વિષ્ણુ જ છે, વાસુદેવ જ છે. આ વાત ભાગવત દશમમાં ઉદ્ધવે નંદયશોદાને અને એકાદશમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહેલ છે. પરંતુ તેવી દૃષ્ટિ થવા કાયિક, વાચિક અને માનસિક આચાર, વર્તન કેવાં જોઇએ? તે હવે કહે છે.

विमलमतिः विमत्सरः प्रशान्तः, शुचिचरितोऽखिलसत्त्वमित्रभूतः ।
प्रियहितवचनोऽस्तमानमायो, वसति सदा हृदि तस्य वासुदेवः ॥

નિર્મળ બુદ્ધિ, દ્વેષ અને અદેખાઇ રહિત હૃદય, આનંદપૂર્ણ શાંત ભર્યું મન, વેરઝેર રહિત પવિત્ર વર્તન, કોઇ પ્રતિ તિરસ્કાર નહિ પણ સર્વ પ્રાણીઓ તરફ મિત્રભાવ, કોઇને ખોટું ન લાગે, મન ન દુઃખાય તેવી મૃદુ અને હિતકારક વાણી સાથે અભિમાન અને અસત્યનો અભાવ; આવું જેનું મન, વચન અને કાયાનું વર્તન હોય તેજ સર્વમાં સર્વ વખતે વાસુદેવને જોઇ શકે.

ત્યાં શિવવિષ્ણુનાં ઉભાંઆડાં ટીલાં કે રૂદ્રાક્ષતુલસીના ભેદ ન હોય. જ્યાં ભેદ હોય ત્યાં ખેદ હોય, ભગવાન્ ન હોય. દક્ષ પ્રજાપતિએ પોતાના યજ્ઞમાં ભેદબુદ્ધિ કરી તો યજ્ઞનો નાશ થયો અને પોતે અજમુખો બન્યો. આ જોતાં સપ્તાહવાચન રૂપ યજ્ઞમાં જેઓ વ્યાસ આદિમાં ટીલાં કે સંપ્રદાયની ભેદબુદ્ધિ રાખે છે તેમનો તે યજ્ઞ નિષ્ફળ થાય છે. ભાગવત ધર્મવાળાએ તેવી ભેદબુદ્ધિ તજવી જોઇએ. પ્રહ્લાદ, રંતિદેવ, અંબરીશ આદિનાં ચારિત્રો જુઓ. તે બધા वासुदेवसर्वमिति માનનારા હતા.

ખટ્વાંગ રાજાએ પોતાનું આયુષ્ય મુહૂર્ત માત્ર જાણતાં સંકલ્પ કર્યો કે– यथा न ब्राह्मणेभ्यः सकाशात् आत्माऽपि मे प्रियतरः । न चापि स्वधर्मोल्लङ्घनं मया कदाचिदप्यनुष्ठितं । न च सकलदेवमानुषपशुवृक्षादिकेऽप्यच्युतव्यतिरेकवती दृष्टिर्ममाभूत् । तथा तमेव देवमुनिजनानुस्मृतं भगवन्तमस्खलितगतिः प्रापय । ભાગવત નવમ સ્કંધમાં આ વાત આવેલી છે. આમાં ભાગવત ધર્મવાળાના મનમાં દાન, સ્વધર્મપાલન અને સર્વમાં શ્રીકૃષ્ણદર્શન અવશ્ય રમી રહેવાં જોઇએ તે કહેલ

છે. રાજર્ષિ ખટ્વાંગ સ્પષ્ટપણે કહે છે કે, 'જો મેં બ્રાહ્મણો પાસે દાનધર્મમાં મારો આત્મા પણ વ્હાલો ન ગણ્યો હોય, જો મેં કદી સ્વધર્મનું ઉલ્લંઘન ન કર્યું હોય, અને જો મેં દેવ, મનુષ્ય, પશુ, વૃક્ષ આદિ સર્વમાં શ્રીકૃષ્ણ સિવાય અન્ય દૃષ્ટિ ન રાખી હોય તો મુનિઓએ જે દેવને મારી સ્મૃતિમાં મૂકેલ છે તે ભગવાનને વિષે મારી ગતિ થાઓ, મને મુક્તિ મળો.

આ સર્વ વાતનો ટુંકો સાર એટલો જ છે કે બધાયમાં પ્રભુ રહેલો છે, માટે કોઈનો તિરસ્કાર ન કરવો, સર્વને પોતા રૂપ માની ચાહવાં. आत्मवत सर्वभूतेषु यः पश्यति स पश्यति જે જડચેતન સર્વને પોતારૂપ જુએ છે તે જ ખરૂં જોનાર છે, બીજા છતી આંખે આંખ રહિત છે. આમ મહર્ષિઓનું કહેવું છે. તાત્પર્ય એજ કે, ભાગવત ધર્મ એ વાત્સલ્ય પ્રેમનો મહાસાગર છે. વિશ્વપ્રીતિ અને સમષ્ટિસેવા એજ તેનું ધ્યેય છે. वसुधैव कुटुम्बकम् એ તેનો આચાર અને વિચાર છે. ગીતા, ભાગવત અને વિષ્ણુપુરાણમાં આજ ધર્મ પુનઃ પુનઃ ગવાયો છે. વેદ, ઉપનિષદ્ અને અન્ય પુરાણોમાં પણ આની આજ વાત ફરી ફરી કહેવાઇ છે. આ પરમજ્ઞાન ભાગવત ધર્મનું નવનીત છે, તેને તિરસ્કારી આધુનિક વૈષ્ણવતા કયા વાદ પર નાચી રહી છે તે હવે જોઇએ.

## આધુનિક વૈષ્ણવતા

૨૦ આધુનિક વૈષ્ણવતાના લગભગ બધા સંપ્રદાયોમાં ગોપીઓના કામભાવને ઉંચી ભક્તિમાં લેખ્યો છે અને કોઇક આચાર્યે તો ગોપિકાઓને ગુરુ માનેલ છે. પરંતુ ભાગવતકાર ભગવાન્ વ્યાસજીના ગુરુ નારદમુનિ કામને ભકિતમાં લેખતા નથી. ભાગવત સપ્તમસ્કંધમાં તેઓ યુધિષ્ઠિરને કહે છે કે–

कामाद्भयाद्द्वेषात्स्नेहाद् यथा भक्त्येश्वरे मनः। आवेश्य तदघं हित्वा बहवः तद्गतिं गताः॥
गोप्यः कामाद्भयात् कंसो द्वेषाच्चैद्यादयो नृपाः। सम्बन्धाद्‌वृष्णयः स्नेहाद्यूयं भक्त्या वयं विभो

કામ, ભય, દ્વેષ, સ્નેહ અને ભકિત એ પાંચમાંથી કોઇ દ્વારા ઈશ્વરમાં મન તલ્લીન થાય તે સદ્ગતિ પામે. કામથી ગોપીઓ, ભયથી કંસ, દ્વેષથી ચૈદ્ય આદિ રાજાઓ, સ્નેહસંબંધથી તમે અને વૃષ્ણીઓ તથા ભક્તિથી અમે મહર્ષિઓ તે ગતિને યોગ્ય થયા છીએ.

## કનિષ્ઠ કામભાવ અને નિંદ્ય જારભાવ

આ પાંચે માર્ગ શ્રીમદ્ભાગવત દશમસ્કંધમાં ક્રમપૂર્વક કહેવાયા છે. તે જોતાં જો કંસનો ભય કે ચૈદ્યનો વૈરભાવ ભકિતમાં ન ગણાય તો ગોપીઓનો કામ પણ ભકિતમાં ન જ ગણાવો જોઇએ. કામ તો સર્વથી નીચી કોટીમાં છે. તેમાં ધર્મ અને સદાચારનો ભંગ

રહેલો છે. કામ કરતાં ભય કંઇક ઠીક, તેના કરતાં દ્વેષ ઠીક, તેના કરતાં સ્નેહ સારો અને તે સહુના કરતાં ભક્તિ શ્રેષ્ઠ. એટલે ભાગવતકારે જે ક્રમ જણાવ્યો છે તે પણ વિચારવા જેવો છે. તેમાં પહેલા ત્રણ–કામ, ભય અને દ્વેષ તો કોઇ રીતે ભક્તિની છાયાને યોગ્ય નથી. ભક્તિના નવ પ્રકારમાં તેમનો કોઇ રીતે સમાસ નથી. ઇશ્વરને મેળવવાના એ ત્રણે માર્ગ ઇચ્છવા યોગ્ય નથી, અનુકરણ યોગ્ય નથી. કારણ કે તે ત્રણેમાં પોતાના એકના સુખનો, વ્યક્તિગત સુખનો મોહભર્યો વિચાર છે. દયા, પ્રેમ અને નીતિનો તેમાં તિરસ્કાર છે. ભક્તહૃદય તેમ કદી કરે નહિ.

રામભક્ત તુલસીદાસજી ભક્તિભર્યા હૃદયનું ચિત્ર આપે છે. सींया राममय सब जुग जाणी, करूं प्रणाम जोकी जुग पाणी। ભક્તિ સચરાચરમાં પોતાના ઇષ્ટને દેખાડે છે. તે કોઇનો તિરસ્કાર કરે જ નહિ. કોઇને જરાપણ દુઃખ થાય તેવું કામ તે કરે નહિ. ત્યારે કામભાવ–વિષયભાવ સર્વનો તિરસ્કાર કરાવે. कामांधो नैव पश्यति સગાંસંબંધી પુત્ર, પતિ, માતા, પિતા આદિના જન્મ સાથ પ્રાપ્ત થયેલા ધર્મ આદિનો તિરસ્કાર કરાવે. શું આને ભક્તિ કહી શકાય? કામભાવ ભક્તિ નથી, પછી તે ભાવ ગમે તેવો વિરહભર્યો હોય. સાક્ષાત્ પ્રભુના વિરહભર્યો કામભાવ પણ ભક્તિ સ્વરૂપ પામી શકે નહિ.

## પ્રેમલક્ષણાભક્તિનો ભ્રમોત્પાદક વિનિયોગ

ભક્તિમાં તો સ્વધર્મપાલન, સદાચાર અને સમભાવ–સર્વમાં સર્વ સમયે પ્રભુને જોવો તે છે. છતાં કેટલાક વૈષ્ણવાચાર્યો ભક્તિના નવપ્રકારમાં ઉત્તમોત્તમ જે આત્મનિવેદન તેમાં ગોપીઓના કામભાવને સમાવે છે અથવા તેથી એ પાર તેને પ્રેમલક્ષણા ભક્તિ આદિ કહી ખરા વાસુદેવને હડસેલી તેની પાટ પર પોતે ચડી બેસે છે. એ તેમનું વર્તન સર્વથા અધર્મ્ય છે. આત્મનિવેદન ભક્તિમાં તો કેવળ અપરિગ્રહ પૂર્ણ વિરાગ વૃત્તિ જ હોવી જોઇએ. का चिन्ता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते। એ વિચારે જનક વિદેહી, રંતિદેવ કે અંબરીશનું જીવન તાદૃશ્ય થવું જોઇએ. જો કામભાવથી મુક્તિ મળતી હોત, સદ્‌ગતિ થતી હોત, પ્રભુ અનુગ્રહ કરતા હોત તો શુકદેવજી પરીક્ષિતને સ્ત્રીનાં લુગડાં પહેરી કૃષ્ણની સેવા કરવાનું જ કહેત, સ્ત્રી ભાવી થવાનું સમજાવત; અઢાર હજાર શ્લોક જેવડા મોટા ભાગવતની સાત દિવસ સુધી પારાયણ કરવાની જરૂર ન રહેત. અને કામભાવ જ પરમાત્મા શ્રીકૃષ્ણના અનુગ્રહનું સાધન હોત તો નારાયણ, બ્રહ્મા, નારદ અને કૃષ્ણ–દ્વૈપાયને ક્યારનાં સ્ત્રીઓનાં લુગડાં પહેરી, ગોપીઓ બની નાચવા માંડયું હોત, પરંતુ તેમણે તેમ કર્યું નથી.

## વેદવંદિત બ્રહ્મસંબંધ

મહર્ષિવંદિત સિદ્ધાંતમાં કામભાવ એ ભકિત નથી. ભાગવતમાં સ્વયં શ્રીકૃષ્ણે ઋષિપત્નીઓને પણ તે જ વાત સમજાવી છે, અને મોહઘેલી ગોપીઓને પણ કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણ પ્રસંગે તેવો ઉપદેશ આપી તારી છે. **ગોપીઓનો કામભાવ તે તેમનું ધર્મસ્ખલન હતું, ધર્મભ્રષ્ટતા હતી, ભકિત ન હોતી, પશુભાવનો જુસ્સો હતો, મોહ હતો. કામ ભાવ એ ભકિત નથી,** સદ્‌ગતિનો એ શાસ્ત્રસંમત માર્ગ નથી. માટે જ શુકદેવજીએ જગતધુતારા કૃત્રિમ **બ્રહ્મસંબંધની** ગાંઠ પરીક્ષિતને ગળે પાડી નથી. તેમણે તો ભાગવતના બારમા સ્કંધના પાંચમા અધ્યાયમાં કહેલું વેદવંદિત **શાશ્વત બ્રહ્મસંબંધ** આપેલ છે, બોધેલ છે. તેમાં સ્ત્રીપુત્ર, ધન ધામ સમર્પવાની વાત નથી. તે તો આ પ્રમાણે છે.

अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदम्। एवं समीक्षन्नात्मानमात्मन्याधाय निष्कले ॥

હું બ્રહ્મ છું, પરમ પ્રકાશ છું, બ્રહ્મ હું છું, પરમપદ હું છું. એ પ્રમાણે જોતાં, વિચારતાં, નિશ્ચય કરતાં આત્માને પરમાત્મામાં જોડી દે. આવું વેદ-શાસ્ત્રસંમત **અવિકારી બ્રહ્મસંબંધ** બોધેલ છે. અને આપ સૌ ગમે તે ભકતચરિત્ર જુઓ, કયાંય કામથી પ્રભુનો અનુગ્રહ થયો જણાશે નહિ. શાસ્ત્રોએ કામભાવને સર્વથા નિંદ્યો છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः क्रोधस्तथा लोभः तस्मादेतत्त्रयं त्यजेत् ॥

કામ, ક્રોધ અને લોભ આત્માનો નાશ કરનાર નરકના દ્વારરૂપ છે માટે તે ત્રણેને તજવા જોઇએ. આ નરકના દ્વારમાં પણ કામને પહેલો ગણવામાં આવ્યો છે.

## ધર્મ વિરૂદ્ધ કામભાવ

દાંપત્યધર્મના કામોપચારમાં પણ સંયમના અનેક નિયમો કુદરતે રાખ્યા છે અને શાસ્ત્રોએ બતાવેલા છે. जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्। આમાં પણ કામરૂપ શત્રુને મારવાની શ્રીકૃષ્ણે અર્જુનને સૂચના કરેલ છે. છ અંતર શત્રુઓમાં પણ કામને મુખ્ય શત્રુ ગણેલો છે. આ વચનો શ્રીમુખે કહેવાયેલી ગીતાનાં છે. જો ગીતામૌલી શ્રીકૃષ્ણચંદ્ર કામને ભકિતમાં ગણતા હોત તો તેઓ તેની આટલી નિંદા કરત નહિ. આ ગીતા પર વૈષ્ણવા-ચાર્યોએ ભાષ્યો કે ટીકાઓ લખેલી છે, પણ વર્તનમાં સંપ્રદાયની પ્રણાલીમાં પોથી માંહેનાં વેંગણ જેવું રાખ્યું છે.

यो मद्भक्तः स मे प्रियः એ ગીતાના બારમા અધ્યાયમાં ભક્તિલક્ષણોમાં કામભાવને ભક્તિલક્ષણ ગણ્યું નથી. તેમ કપિલમુનિ અને ઋષભ દેવે પણ તેને ભાગવતમાં નિંદ્યો છે. વ્યવહારમાં, સમાજમાં, પ્રેમનીતિમાં વિષયી, કામચારી, જારભાવી, વ્યભિચારીને કોઇ વખાણતું નથી. તો તેવી નિંદામાં સાક્ષાત્ પરમાત્મસ્વરૂપ શ્રીકૃષ્ણને મૂકવા, તેમને લાલ લૂગડાં દેખી ચંચળ થનાર, લંપટ, સ્ત્રૈણ વૃત્તિના વ્યભિચારી ચિતરવા, પુરૂષો પણ સ્ત્રીઓનાં લૂગડાં પહેરી તેની સેવા કરે, સખીરૂપ લે તો તે જલદી અનુગ્રહ કરે એવી પાપી, અશાસ્ત્રીય કલ્પના કરવી એ ખરેખર તિરસ્કારને પાત્ર છે. ભાગવતકારનો તે આશય જ નથી. તેઓ ભાગવતકારનો ખરો આશય સમજ્યા જ નથી. તેમનો તે સમજવાનો ખાલી ખોટો ડોળ છે.

## રાસલીલા

આ સંબંધમાં કેટલાક રાસલીલા તરફ અંગુલીનિર્દેશ કરે છે, પણ હું ભાર મૂકીને કહું છું કે, રાસલીલા એ સામુદાયિક વ્યભિચાર ન જ હોય. આવતી પૂર્ણિમા શરદ્ પૂર્ણિમા છે. તે દિવસના સમાજમાં રાસલીલા સંબંધમાં આપણે બની શકે તેટલા ઊંડા ઉતરીને વિચાર કરીશું. અને ભાગવતકારે તો ગોપીઓનો કામભાવ દેખાડતાં પણ આડા કેટલાય પડદા પાથર્યા છે. કૃષ્ણને બાળક રાખ્યા છે. અનિંદ્ય ગ્રામ્ય બાલ રમતો ખાસ કરી ઢોર ચારૂ જાતિના નેહડામાં હોઇ શકે તેનું સ્વાભાવિક દર્શન કરાવ્યું છે, અને દ્વાપરયુગમાં કે જે સમયે કામભાવ હાલ કલિયુગ જેવો છકેલો ન હોતો તે સમયની વાતો કરી છે અને તેમાં પણ મર્યાદા રાખી છે. એ સ્વાભાવિકતા, મર્યાદા અને યુગભેદની વાત ભૂલી હાલના કેટલાક પ્રચલિત વૈષ્ણવ માર્ગોમાં કેટલાકે ઉઘાડા શૃંગારો લખ્યા છે.* રાધા અને કૃષ્ણને સમાજમાં હલકામાં હલકાં વ્યભિચારી જેવાં નફ્ફટ ચિતર્યાં છે. એટલું જ નહિ પણ તેમની નગ્ન સ્થિતિમાં, કામાંધ સ્થિતિમાં તેમનાં દર્શન કરવાં તેને લીલાદર્શન કે ભાવના દર્શન મનાવી ભ્રષ્ટાચાર પાથર્યો છે, તે તો સર્વદા અને સર્વથા નિંદ્ય છે. ખરેખર તેમ કરનારા મહાપાપી છે. પ્રમાણ તરીકે બે શ્લોક કહીએ:–

बलान्नीत्वा तल्पं किमपि परिरभ्याधरसुधां, निपीय प्रोल्लिख्य प्रखरनखरेणस्तनभरम् ।
ततो नीवीं न्यस्ते रसिकमणिना त्वत्करधृते, कथं कुञ्जच्छिद्रे भवतु मम राधेऽञ्जनयनम् ॥
निखिलनिगमगूढौ नित्यमन्योन्यगाढप्रणयभरविरूढांचत्खलानङ्गचेष्टौ ।
सुरतरसमदान्धौ न्यस्तजीवौ मिथोङ्गे, स्मर निभृतनिकुञ्जे राधिकाकृष्णचन्द्रौ ॥

* જુવો ભાવનાસાહસ્રી અને તેનો ભ્રામક ઉપોદ્ઘાત.

આ શ્લોકોનો અર્થવિસ્તાર કરવો એ આપણા સાધુસમાજના ધર્મથી ઉલટું છે. આમાં રાધાકૃષ્ણનાં નગ્ન મિલનની વાત છે. એ આધુનિક વૈષ્ણવતાનાં લીલાદર્શન છે. રાધાકૃષ્ણ નગ્ન સ્થિતિમાં ભોગમાં કામાંધ પડયાં હોય તેવું સ્મરણ કરવું તેને ભક્તિ મનાવી છે! આવાં દર્શન કયાંથી થાય? આવા સંભોગમાં ગુંથાયલાં રાધાકૃષ્ણ કયાંથી લાવવાં? એટલે ગુરૂ પોતાને કૃષ્ણ મનાવે છે અને ગુરૂમંત્રમાં કૃષ્ણ મારા પતિ છે એવી ભાવના સદાય રાખવાનું સમજાવે છે. એટલે આવાં દર્શન થઇ શકે ખરાં. અને આવી વાતો વરિષ્ઠ ન્યાયાસન સુધી પણ પહોંચી છે. ખરી રીતે તો નરકના ખાડાને અને સત્યલોકના મહામંદિરના અમૃતવર્ષી શિખરને જેટલું અંતર છે, તેટલું આવી જાતની ભક્તિ અને સત્ય ભાગવત ધર્મને અંતર છે. આવી ભક્તિ અને આવાં સ્મરણ નરકમાં નાખનારાં છે અને સત્ય ભાગવત ધર્મ તો પરમ પદને આપનાર છે.

## કામનિન્દા

ગીતામૌલી કૃષ્ણચંદ્ર ભાર મૂકીને કહે છે કે—

ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते। संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः। स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति

હવે આની સાથે सुरतरसमदान्धौ न्यस्तजीवौ मिथोङ्गे स्मर निभृतनिकुञ्जे राधिका-कृष्णचन्द्रौ ને સરખાવો. એ શ્લોકમાં કહ્યા પ્રમાણેનું રાધાકૃષ્ણનું સ્મરણ કરવાથી વિષય અને વિષયીનું દર્શન, સ્મરણ અને ધ્યાન થાય. આથી વિષયસંગની વાસના વધે, તેથી કામ જાગે. કામ, ત્યાં ક્રોધ દોડી આવે. ક્રોધથી મોહ વધે. મોહથી સ્મૃતિભ્રંશ થાય, સત્યાસત્ય વિવેક જાય. વિવેક જતાં બુદ્ધિનો નાશ થાય અને બુદ્ધિનો નાશ થતાં આત્માનો નાશ થાય. તે નરકગામી થાય. આથી ગોપિકાઓના કામભાવ પર આત્માને ઓવારી નાખનારની ઇંદ્રજાળ રૂપ ધર્મજાળ સમજવા જેવી છે. બીજી રીતે જોઇએ તો આવી ભક્તિમાં આવા ધર્મને નામે ચાલતા માર્ગોમાં ધર્મને નામે नीवीमोक्षो हि मोक्षः જેવું નથી તો બીજું શું છે?

આવા ધર્મના પડદા પાછળ રાચતા ધૂર્ત કલાવિદોએ ભારતની ધર્મલક્ષ્મી, સ્નેહલક્ષ્મી અને ગૃહલક્ષ્મીને ઉજાડી છે. તેનાં ચીર ખેંચી પાંચાલીના કૌરવસભાના ચિત્રને યાદ કરાવ્યું છે. આવાં સ્મરણદર્શન કરનારને બ્રહ્મવૈવર્ત પુરાણમાં નરાધમ પાપીમાં પાપી માણસ ગણે છે.

પુરાણના ગણપતિ ખંડમાં ગણપતિએ પરશુરામને આ પ્રમાણે કહેલ છે.

रहःस्थलनियुक्तो न द्रष्टव्यः स्त्रीयुतः पुमान् । स्त्रीसंयुक्तपुरुषं यः पश्यति नराधमः ॥
विशेषतश्च पितरं गुरुं भूतपतिं द्विज । रहःसुरतसंसक्तं नहि पश्येद्विचक्षणः ॥
कामतः क्रोधतो वापि यः पश्येत् सुरतोन्मुखम् ।
स्त्रीविच्छेदो भवेत्तस्य ध्रुवं सप्तसु जन्मसु ॥

એકાંત સ્થળમાં સ્ત્રી સાથે જોડાએલો પુરૂષ જોવા યોગ્ય નથી. જે પાપી માણસ હોય તેજ તેવા સંભોગવશ પુરૂષને જુએ છે. તેમાં પણ હે દ્વિજ, વિશેષે કરી સંભોગ સ્થિતિમાં રહેલા પિતા, ગુરુ કે દેવને ડાહ્યો માણસ જુએ નહિ કામથી કે ક્રોધથી જે સંભોગ દશામાં રહેલાને જુએ છે તે સાત જન્મ સુધી સ્ત્રીવિયોગી થાય છે. આથી स्मर निभृतनिकुञ्जे શ્લોકમાં ભક્તિ છે કે પાપ છે તે સ્વયં સમજાશે. વળી એ શ્લોકમાં જે ભોગ છે તેનું કોઇ ચિત્રકાર ચિત્ર લઇ ચૌટામાં વેચવા ઉભે તો રાજ્યસત્તા પણ તેને ગુનેહગાર ગણે.

## નામચીન વાદાવલિ

આવા કામભાવી ભક્તિપંથોમાંના એકમાં એક વાદાવલિ નામના ગ્રંથમાં એક એવી વાત લખી છે કે, 'વિષ્ણુસ્વરૂપ નારાયણે પોતાની ઉમા નામની પુત્રીને સ્ત્રી તરીકે ભોગવીને, રાજા જેમ સેવકને આપે તેમ, રુદ્રને આપી.' શાસ્ત્રમાં આવું કયાંય નથી. ખરી વાત એ છે કે, "નારાયણ એટલે તે માર્ગના ગુરુ, તેની પુત્રી ઉમા એટલે એ ગુરુની દીક્ષિત શિષ્યા અને રુદ્ર એટલે તે શિષ્યાનો પતિ આગ તેમના ગુરુમંત્ર પ્રમાણે ધરી શકે. એટલે અંધશ્રદ્ધાળુઓને શાસ્ત્રને નામે આવી વાતો બતાવવા આ કૌભાંડ ઊભું કર્યું હોય એમ શકય અનુમાન સંભવી શકે. રાક્ષસો કે દાનવોએ પણ સનાતન ભાગવત ધર્મનું આવું અપમાન કર્યાનું કયાંય જણાતું નથી. ભક્તિને નામે આવાં કામભાવી પાખંડોથી પવિત્ર ભાગવત ધર્મની વંચના કરનારાથી પ્રભુ ભારતને ઉગારો. આ સંબંધમાં પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને પ્રાર્થના કરવા સિવાય અન્ય ઉપાય નથી. દ્રૌપદીનાં ચીર પુરનાર શ્રીકૃષ્ણચંદ્ર પ્રાર્થના સાંભળો અને તેવાં પાખંડોથી જનતાજનાર્દનને અને ભારતને તારો."

આ ઉદ્દ્ગાર સાથ હરિઃ ૐ તત્સત્ વદી જ્ઞાનાનંદજી વિરામ્યા કે તરત જ નિગમાનંદ નામના સંતે નીચે પ્રમાણેની પ્રાર્થના ગાઇ.

આવો આવો કૃષ્ણચંદ્ર બહુ વેગથી, ધર્મગ્લાનિથી તારો અમને આપ જો,
શીલ, શુદ્ધિ ને સંયમતાને સ્થાપતા, કામાચારે ધર્મ ભળાવ્યો બાપ જો;

**ધર્મ નામથી ધર્મચીરને ખેંચતા, ધર્મદુઃશાસન ઊભા કાઢી હાથ જો,**
**દ્રુપદસુતાની લજ્જા રાખી તેમ આ, ધર્મલાજને રાખો આવી નાથ જો;**
**પરમ બોધ જે ભાગવતે આપે ભર્યો, માની તેને તરણા તોલે નાથ જો,**
**અહંભાવથી ગૌરવ પોતામાં ગણી, મહાપ્રભુપદ લેતા કંઇ કંઇ હાથ જો.**

પ્રાર્થના પૂરી થતાં દશેક પળ સૌ મૌન રહ્યા પછી સૌએ સાથમાં ધીમે સ્વરે ભાવપૂર્વક सर्वेऽपि सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः । सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दुःखमाप्नुयात् ॥ બોલ્યા પછી ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ વદી કાર્યસમાપ્તિ જણાવી, કે તરતજ જ્ઞાનાનંદજી ઉભા થતાં સમાજ ઉભો થયો અને તેમને નમન કરી વિખરાયો.

× × × ×

પૂજ્યપાદ જ્ઞાનાનંદજી, યોગસિદ્ધિજી અને હું થોડી પળ ત્યાં ઊભા, પછી તેમની પર્ણકુટીએ ગયા. પણ તે સમયે આજને આજ બ્રહ્માનંદ ક્ષેત્ર તથા વેદનારાયણનાં દર્શન થઇ જાય તો ઠીક એ મારા મનની ઉતાવળ મને મુંઝવતી હતી. તેમજ તેમનો સત્સંગ જતો કરવો એ પણ મને ઠીક લાગતું નહોતું, છતાં મેં હિમ્મત લાવી વિનતિ કરી: 'પ્રભુ, આપ મને વેદનારાયણનાં દર્શન થવાનો આશીર્વાદ આપો તો આજે પૂર્ણિમાને પવિત્ર દિવસે મારાથી તે લાભ લઇ શકાય.'

તેમણે સ્મિત કર્યું. જરા મૌન રહ્યા પછી 'જેવી આપની ઇચ્છા,' એમ કહ્યું કે, મેં તેમનાં પદકમળમાં મસ્તક નમાવી વંદન કર્યું. તેમણે શિર પર હાથ મૂકી મને ઊઠાડયો. મેં પુનઃ નમન કરી પ્રયાણ આરંભ્યું એટલે તેમણે યોગસિદ્ધિજીને એક પાત્ર બતાવી કહ્યું કે, 'એમાંથી થોડી માધુકરી લઇ લ્યો. મહાપ્રયાગના સ્નાન પછી તેમને પ્રાશન કરવા આપજો. ક્ષેત્રસીમા સુધી સાથમાં જજો.'

તેમણે એક પડિયામાં માધુકરી લીધી. જ્ઞાનાનંદજી પર્ણકુટી બહાર થોડાં ડગલાં આવ્યા એટલે મેં વંદન કરી મૂકપણે ઉભા રહેવા પાછા ફરવા સૂચવ્યું. તેઓ પાછા ફર્યા.

અમે ઉતાવળે ચાલતા જ્ઞાનધારા અને અલક્ષ્યગંગાના સંગમસ્થાને આવ્યા. ત્યાં તેના પ્રવાહમાં પાદ રાખી સ્વતેજી એક વિશાળકાય શિલા પાસે ઊભા.

૨૧ આ સંગમસ્થાન–મહાપ્રયાગની સુકોમળ સુવર્ણરજના સ્પર્શથી થતો આનંદ આત્માને હસાવી રહ્યો. તેના નિર્મળ પવિત્ર જલવહનના મધુર કલરવથી થતા સ્વાગતમાં રમતો આનંદ શ્રવણદ્વારા હૃદયને રમાડી રહ્યો.

સામે ભવ્ય દેવગિરિ, તેનાં રમણીય શિખરો અને તે પરનાં વૃક્ષો તથા આ સંગમનાં દર્શન આંખો દ્વારા અંતરમાં આનંદ ભરવા લાગ્યાં. એ બધાને સ્પર્શી પવિત્ર ગંધામૃતને લઇ પોતાનું ગંધવહ નામ અન્વર્થ કરતો માતરિશ્વા ઘ્રાણેન્દ્રિયદ્વારા આનંદ પાવા લાગ્યો. આમ ચારે તરફના આનંદ વહને ઘેરાતાં મેં શિલાપર વસ્ત્રાદિ રાખી સ્નાનાર્થ જલસ્પર્શ કરી આચમન કરતાં રસના પણ તે આનંદામૃતથી વંચિત ન જ રહી. આમ સ્થૂલ પંચેંદ્રિયથી સૂક્ષ્મ પંચેંદ્રિયમાં આનંદ પથરાતાં ब्रह्मैवाहम् શબ્દગુચ્છ મુખમાં રમવા લાગ્યું. બ્રહ્માનંદ ક્ષેત્રમાં પહોંચ્યા પહેલાં બ્રહ્માનંદનો ચમત્કાર અનુભવાવા લાગ્યો. આવી આનંદવર્ષાથી ભીંજાયલો હું એ મહાપ્રયાગના પવિત્ર જળમાં સ્નાન કરી જગત્ અને જગત્પતિના ઐક્ય સૂચક પ્રણવના જપમાં ધ્યાનસ્થ થયો. અને અર્ધાર્ધ ઘટિકામાં ઉત્થાન પામી

"વહો આવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી;
દયાના પુણ્યોના, પ્રભુ તુજ મહાસાગર ભણી."

એ ઉચ્ચારતો બહાર આવ્યો.

## આર્ષ વિચારો

આ સમયે યોગસિદ્ધિજી થોડે દૂર કિનારા પર બેઠેલા એક સારસ પક્ષીના યુગલને નિહાળી રહ્યા હતા. મારી દૃષ્ટિ તે તરફ જતાં મને એક કવિવચન—"સારસપક્ષીનું જોડું, રહી શકે ના એક એકથી ન્યારૂં" સ્મૃતિમાં રમતું થયું; કે તરત જ જીવનકલહથી ડુભાતી માનવમૂર્તિ વિચારવમળમાં તરતાં બોલી જવાયું. આ પક્ષીનો કહેવતરૂપ થયેલ દાંપત્યસહચાર વિચારતાં લગ્નવિચ્છેદ જેવી આત્મઘાતક અને આનંદઘાતક પશુતામાં મનુષ્યે મોહાવું યોગ્ય નથી. "પડ્યું પાનું નિભાવી લે." એ વચનને આશ્વાસક માની ભવપાર ઉતરવું જોઇએ. આમ બોલતાં, વિચારતાં પોતાને સુધરેલ અને જ્ઞાની માનતા ભારતીય મહિલાસમાજનો ભારતીય સંસ્કૃતિનાશક ઊહાપોહ યાદ આવતાં હૃદય દીન થયું, આત્મા ગ્લાનિ પામ્યો અને નયનમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે ઠીક કરી ઊંડા શોકપૂર્ણ અવાજે, ઘુમરાતા હૃદયે વિચારો મગજમાં આવી પુકારવા લાગ્યાઃ 'ઓ ભારતની દુહિતાઓ, તમારૂં માતૃપદ વિચારો. તમારા જ્ઞાનનો સદુપયોગ કરો. લગ્નવિચ્છેદ જેવી ઝેરી માત્રાને અપનાવી આર્ય ગૃહસંસારને ઝેરમય ન બનાવો. સ્ત્રીહૃદયસુલભ—અમે કયા કુળનાં છીએ અને અમારાં માતાપિતા કોણ?—એ પ્રશ્ન સદા દૃષ્ટિસમીપ રાખી આપણી જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ ભારત માતાના નામને અને કુળને નિષ્કલંક રાખો. અને પવિત્ર ભાવથી અડગ નિશ્ચયે, છલકાતા હૃદયે પ્રતિજ્ઞા વદો કે

"સંત મહંત અનંત વીરોની, વ્હાલી અમારી માત;
જયજય કરવા તારી જગતમાં, અર્પીશું અમ જાત."

અને એ પ્રતિજ્ઞાથી ઓ વીરપ્રસૂતાઓ, દાંપત્યપ્રેમના ખરા રંગથી અને રસથી તમારા દેહને અને આત્માને રંગો અને રસાવો. પશ્ચિમના ભણતરે અને દેખાવે ભૂલા ભમી તમારી પૂર્વની મધુરતાને ન તરછોડો. પશ્ચિમ તે પશ્ચિમ અને પૂર્વ તે પૂર્વ—સૂર્યભગવાન્ પૂર્વમાં ઉદય પામી પોતાની સૌમ્ય પવિત્ર ઉષ્માથી જગતને ખીલાવી હસાવી રમાડી પશ્ચિમમાં આથમે છે. પશ્ચિમ પ્રકાશની ચોર છે, ઘાતક છે એ વિચારો. મોહચશ્માં ઉતારી ખરી આંખે જુઓ. દેવી મટી દાસી ન થાઓ. અને ઓ પુરૂષો, ભારતના સુપુત્રો, ભારતનું અને તમારૂં જાતીય ગૌરવ વિચારો. તમે સ્ત્રીજાતિના ગુરુ છો. પતિરેવ ગુરુઃ સ્ત્રીણામ્ આ તમારૂં ગુરુપદ સુચરિત્રથી સિદ્ધ કરો. એક પત્નીવ્રત ન ભૂલો. દાખલા રૂપ બનાવો. અજ અને રામના જીવનને ખૂબ વિચારો અને સમય પ્રાપ્ત થતાં તેને પુરેપુરા અનુસરો.'

આમ વિચારમાળા ફરી રહી હતી ત્યાં તે પક્ષીઓએ પાંખો પહોળી કરી આનંદભર્યો અવાજ કર્યો. આથી જાણે તેઓ મારા વિચારને અનુમોદતાં હોય તેવો ભાસ થયો. એટલામાં યોગસિદ્ધિજીએ કહ્યું: 'પધારો, જલદી કરો. આ માધુકરીનો પડીઓ આપના કરસ્પર્શ માટે અધીરો થાય છે, પોતા પરનો ભાર ઉઠાવી લેવા વિનવે છે.'

મેં હસતાં હસતાં પ્રત્યુત્તર કર્યો: 'તો આપને કેમ દયા આવતી નથી? પાસે ઉભા છતાં તેને શા માટે દુઃખી થવા દો છો?'

તેમણે કહ્યું: 'ગુરુવરે નિરધાર કરેલા આપના કર્તવ્યમાં મારાથી વચ્ચે ન પડાય.'

મેં કહ્યું: 'આપ તેમાં સહયોગી થઇ શકો. તેમ થવા મારો આગ્રહ છે.'

એટલે તેઓ ઉઠયા; હસ્તપાદપ્રક્ષાલન કરી જળ મસ્તક પર ચડાવી આચમન કરી પડિયા પાસે આવ્યા. પછી અમે બંનેએ સાથે મળી પડીઆને ભારમુક્ત કર્યો. જ્ઞાનાનંદજીના પ્રસાદ રૂપ માધુકરીની અમારા જઠરાગ્નિને આહુતિ આપી તૃપ્ત કર્યો. પછી મુખપ્રક્ષાલન અને જળપાન કરી, અલક્ષ્ય ગંગાને કાંઠે બ્રહ્માનંદ ક્ષેત્રને પંથે પળ્યા.

## બ્રહ્માનંદપંથે

૨૨ પ્રાકૃતિક સૌન્દર્ય અવલોકતા, આનંદતા ચાલતા હતા. યોગસિદ્ધિજી મારી પાછળ વીસેક કદમ દૂર હતા. અમે જાણી કરીને જ કાંઇ વાતપ્રસંગ

ન ઊભો થાય તેમ થવા છૂટા ચાલતા હતા, કારણ કે સાથે ચાલવાથી, વાતો કરવાથી પ્રાકૃતિક સૌન્દર્યદર્શન અને તેથી ઉત્પન્ન થતા અલભ્ય વિચારોનો આનંદ લઈ શકાતો નથી. માર્ગની બંને બાજુએ ઊભેલાં વૃક્ષો છત્ર સમ બની પોતાના પત્રકરથી અમારા શ્રમજળને સુકાવા પવન કરતાં હતાં. મધ્યાહ્ન વીતી જવા આવ્યો હતો પણ સૂર્યના તાપની પ્રખરતા જણાતી ન હોતી. સૌમ્ય પ્રકાશ અને શાંત વાતાવરણમાં અમે આગળ વધતા હતા. દેવગિરિ સામે કાંઠે અમારી સાથે ચાલ્યો આવતો હતો અને માતાની આંગુલી સાહીને બાળકો ચાલે તેમ અમે અલક્ષ્યગંગાના કિનારા રૂપ કરને પકડી ચાલતા હતા. હીમગિરિના દીર્ઘકાય વૃક્ષને જોવામાં રાજર્ષિ દિલીપ નંદિનીને ભૂલ્યો હતો તેમ અહીંનાં પર્વતકાય વૃક્ષોને જોતાં હું પણ મારા સાથીને ભૂલી આગળ વધતો હતો. એમ કેટલુંક ચાલતાં ગંગામાં બે બાલ ગજ પોતાની નાની શૂંડમાં જલ ભરી એક બીજાને નહવાડતા જોઈ મારો આત્મા હસી પડ્યો અને નયન તેનામાં જડાઈ જતાં તેની અસરે તેઓ શરમાઈ દોડી વિશાળકાય વૃક્ષોની પાછળ ચાલ્યા ગયા. એ પળે મને મારા બાલજીવનનો આનંદ યાદ આવ્યો અને મનુષ્ય જેમ પશુઓ પણ આવી નિર્દોષ આનંદ ક્રીડા કરે છે ખરાં એ સમજાયું.

આમ આનંદતાં ચાલતાં દેવગિરિના ઉત્તુંગ શિખર પર એક શરૂ વૃક્ષને જોઈ અભિલાષા સરી. હું પક્ષી હોત તો તે વૃક્ષની ટોચ પર બેસી મધુર ગીત ગાત અને એટલે ઉંચેથી પ્રાકૃતિક સૌન્દર્યનું પાન કરતો અલૌકિક આનંદસમાધિમાં ડૂબી જાત. આ વિચારથી પક્ષી જન્મ સારો કે મનુષ્ય જન્મ? એ પ્રશ્ન સરી આવ્યો. સંગ્રહબુદ્ધિ જ નહિ, કશો પરિગ્રહ જ નહિ. કણકૂળ આદિ જે મળે તે જમવાં, નિર્મળ નીર પીવાં, અસીમ પ્રકાશમાં વિહરવું, સતત પ્રવાસનો આનંદ લેવો, સવાર સાંજ પ્રભુપ્રાર્થનામાં નિમગ્ન થવું અને તરૂડાળ પર મરૂતમ પવનલહરીએ હીંચકતાં સૂઈ જવું, આવું ઉત્તમોત્તમ પરિવ્રાજકપણું પક્ષી સિવાય કયાં છે? પક્ષ એ પ્રભુતા છે.

सिंहो बली गजविदारणदारुणोऽपि, सीदत्यहो तरुतले खलु पक्षहीनः।

હસ્તીઓના કુંભસ્થળને તોડી નાખનાર બળવાન સિંહ પણ પક્ષ વિનાનો હઈ ઝાડ તળે બેસી તેના મધુર ફળ ચાખવાની નિષ્ફળ અભિલાષા સેવતો ઉદાસચિત્ત રહે છે. આ કવિઉક્તિ સર્વથા ખરી છે. વારૂ મનુષ્યને પણ પિતૃપક્ષ અને માતૃપક્ષ રૂપ પાંખો છે. આગળ જતાં વિનીત પક્ષ અને ઉદ્દામપક્ષ આદિ નવી નવી પાંખો આવતાં, વિલસતાં, સુપ્ત થતાં, એકલું જઈ બીજી ઉગતાં, તેનાથી રાચતાં જીવન વ્યતીત કરાય છે. તેમ બીજી રીતે પણ તે અલૌકિક

અદૃશ્ય પાંખવાળું પંખી છે. તેની બુદ્ધિરૂપ અને જ્ઞાનરૂપ પાંખોથી તે બ્રહ્માંડોને નચાવી શકે છે, દેવોને દાસ બનાવી શકે છે. અને અનંત બ્રહ્માંડોનો પતિ તેને પોતાનાં અંગમાં પ્રેમથી ભીડે તેવો તે બની શકે છે, ઊડી શકે છે, વિહરી શકે છે, પક્ષીથી નથી બનતું તે તેનાથી બની શકે છે, એટલે મનુષ્ય થવું એજ સર્વથા શ્રેષ્ઠ છે.

## કલાધર કલાપી

આમ હું જાતે પક્ષકાર અને ન્યાયાધીશ બનતો આનંદતો ચાલ્યા કરતો હતો, ત્યાં થોડે દૂર માર્ગ વચ્ચે એક કળાધર કલાપીને નાચતો ભાળી હૃદય ગુંજી ઊઠ્યું. "સુરતાની વાડીના મીઠા મોરલા, નંદનવનના પ્રાસાદોની ટોચ જો." ત્યાં તો એક કાવ્યવિવેચકનું વચન–'અતિશયોક્તિ એ ઉત્તમ કાવ્યનું લક્ષણ નથી'–યાદ આવતાં મન વિચારમાં પડ્યું. એ ન ગમ્યું, તેમાં અસમજની ગંધ જણાઈ. આંખ સમીપ રમતા કલાપીના પ્રત્યક્ષ દૃષ્ટાંતે અને કાવ્યના મધુર આનંદે બુદ્ધિ બોલી ઊઠી. 'કવિઓની વાણીમાં તેના શબ્દની પાર અર્થ વહેતો હોય છે. ઘણી વખત તે અર્થ પુરેપુરો પકડી શકાતો નથી, પકડાયો છે, એમ માની સંતોષ લેવો પડે છે. કદાચ તે રસ અને અર્થ મન સમજે છે, આસ્વાદે છે પણ જીભ વર્ણન કરી શકતી નથી, ખરા સ્વરૂપમાં સમજાવી શકતી નથી. તેને યોગ્ય શબ્દ પુરતા મળતા નથી. અતિશયોક્તિમાં કવિહૃદયની આ અકળ રમત રહેલી હોય છે. કવિ પોતે અતિશયોક્તિ કરતો નથી, પણ તેની પ્રતિભાદેવી તેને વિવશ કરી તેમ કરવા ફરજ પાડે છે અને નિર્ભાનપણે કવિથી તેવા શબ્દો મૂકાઈ જવાય છે. આટલું સમજાય તો અતિશયોક્તિ દોષ કે દૂષણ નથી, પણ ગુણ કે ભૂષણ છે એ આપોઆપ સમજાય. રામાયણ અને મહાભારત જેવાં પૃથ્વીપ્રસિદ્ધ મહાકાવ્યોમાં અતિશયોક્તિ ભરચક મળી આવે છે, તેથી જ તે ચિર જીવન અને પૂજન પામી રહ્યાં છે.' આ વિચાર દેખાયો, ઊભો અને અદૃશ્ય થયો. દૃષ્ટિમાં કલાધર અને મુખમાં કવિવચન નાચી રહ્યાં. હું છેક તેની પાસે પહોંચ્યો પણ કલાધર કલાધરજ રહ્યો. તેણે હૃદય કે શરીર સંકોચ્યું નહિ. અનિમેષ આંખે તે મારા સામે જોઈ રહ્યો અને આનંદભર્યો કેકારવ કર્યો. ત્યાં જોતજોતામાં એક મણિધર મહાસર્પ આવી ફણા ફુલાવી કલાધર સામે ડોલવા લાગ્યો. ડોલતાં ડોલતાં પોતાની દ્વિજિહ્વાથી કળાધરની શિરકલગીને ચાટવા લાગ્યો, ચૂમવા લાગ્યો અને મયૂર પણ પોતાની ચાંચનો મૃદુતમ સ્પર્શ મણિધરના મુખપર કરી આનંદવા લાગ્યો. આ દેખાવે મારા આનંદ અને આશ્ચર્ય વધ્યાં. મેં તેમનાં હૃદયમાં રમતી

ન બિભેતિ કદાચન ભાવના વાંચી સમજી લીધું કે બ્રહ્માનંદ ક્ષેત્રની સમીપવર્તી ધરામાં આવી પહોંચાયું છે.' જ્યાં સકળ પ્રાણીઓ પોતાની સ્વભાવજન્ય વૈરવૃત્તિને ત્યાગી નિર્મળભાવે વિલસી શકે છે એવી ધરા–પવિત્ર ક્ષેત્ર તે આજ.

એટલામાં યોગસિદ્ધિજી આવી પહોંચ્યા અને બોલ્યા: 'દેશ, કાલ અને વાતાવરણ પ્રમાણે પ્રાણપ્રકૃતિ બદલાય છે. આ મયૂર અને મહાસર્પ તેનું દૃષ્ટાંત છે. પેલા સામે દેખાતાં શરૂ વૃક્ષો એ બ્રહ્માનંદ ક્ષેત્રના મુખદ્વારે ઉભેલા સીમાસ્તંભ છે.' આમ વાત કરતાં ક્ષેત્રના સુદર્શનની ઉત્કટ અભિલાષાએ અમે મયૂર અને મહાસર્પને નમન કરી ત્વરિત ગતિએ આગળ ચાલી ક્ષેત્રના મુખ્ય દ્વાર પાસે પહોંચ્યા.

## બ્રહ્માનંદ ક્ષેત્રના દ્વારે

ત્યાં દૂર આશ્રમની વૃક્ષઘટા પાછળથી એક વ્યક્તિ અમારા તરફ આવતી જણાઈ. તે વધારે સમીપ આવતાં યોગસિદ્ધિજીએ મને ચેતાવ્યો કે સિદ્ધિવિનાયકજી પધારે છે. ત્યાં તો તે વ્યક્તિએ 'પધારો જય શ્રીહરિ' કહી નમન કર્યું. તે નમનના પ્રત્યુત્તરમાં યોગસિદ્ધિજીએ તેમનું પાદવંદન કર્યું અને મેં તેમને દંડવત્ પ્રણામ કર્યા. પછી અમે ત્રણે પાસેના એક વૃક્ષ નીચે લીલા મખમલના ગાલીચાનો આભાસ આપતી દૂર્વાપર બેઠા.

યોગસિદ્ધિજીએ તેમને સાધુસમાજનું કુશળમંગળ તથા વંદન જણાવી મારી પીછાન કરાવતાં કહ્યું: 'આ અનંતાનંદજી અહીં ગિરિશૃંગે તીર્થ કરવા પધાર્યા છે. વેદનારાયણનાં દર્શન માટે તેમની એટલી બધી તીવ્ર ઇચ્છા છે કે, પૂજ્યપાદ જ્ઞાનાનંદજીના સત્સંગલાભને અલ્પ ભોગથી જતો કરી આજે પૂર્ણિમાના દિવસ નિમિત્તે દર્શનની સંભાવનાથી દોડતા આવ્યા છે. અહીંના સાધુસમાજના ધર્મ સાથે તેમનું જીવન ઓતપ્રોત છે. તેઓ ભારતમાં તિરોહિત થયેલા સત્ય ધર્મ, ભાગવત ધર્મ, સમષ્ટિ સેવાધર્મના પ્રચારને અર્થે મહાપ્રયત્નશીલ છે.'

આ સાંભળી વિનાયકજીએ કહ્યું:–'કોઈ સુયોગ્ય અતિથિ અહીં પધારવાનો અમને આજે પ્રાતઃકાળથી આભાસ થયો હતો. થોડી વાર પહેલાં ભદ્રાંગ અને વજ્રાંગ નામના બાલગજો દોડતા આવ્યા તેથી પણ સૂચન થયું અને તે સૂચનથી ક્ષેત્રનો આનંદ મયૂર પથમાં સામે ચાલ્યો. તેની પાછળ દેવાસન નામનો ક્ષેત્રદીપક મહાસર્પ પણ દોડ્યો. હમણાં એ મયૂરની કેકા સાંભળતાં આપ બહુ પાસે આવી પહોંચ્યા છો, એમ જાણી હું આસન છોડી દ્વાર સુધી સામે આવવા નીકળ્યો, ત્યાં આપ બંનેનાં દર્શન થયાં. આજે આપના પધારવાથી મને ઘણો આનંદ થયો છે.'

તેમના શબ્દનો ઉત્તર અમે મસ્તક નમાવી મૂકપણે અમારી લઘુતા સંબોધતાં આપ્યો. પછી યોગસિદ્ધિજીએ પ્રણામ કરી વિદાય માગી. અમે તેમને સામા પ્રણામ કર્યા અને મેં પૂ. પા. જ્ઞાનાનંદજીને મારા સસ્નેહ પાય વંદન કહેવા જણાવ્યું. તેમ કહીશ, એમ વદતાં તેઓ પુનઃ વંદન કરી ચાલતા થયા. થોડી પળ મારી દૃષ્ટિ તેમની પાછળ દોડી, પણ અંતર વધતું ગયું તેમ તેને ગતિ આપનાર મનનો વેગ શમી જતાં તે પાછી ફરી સિદ્ધિ-વિનાયકજી સમીપ ઊભી.

૨૩. અમે બંને દશેક પળ મૌન ધારી રહ્યા. પછી હું કોઈ પ્રસંગ ચર્ચા માટે શોધતો હતો ત્યાં તેમણે કહ્યું:

આ ક્ષેત્ર સંબંધી કેટલીક આવશ્યક હકીકત હું આપને હમણાં જ જણાવી દેવી ઉચિત માનું છું કે જેથી આપને તે જોવા જાણવામાં રસ આવે, બીજાને સાથે રહેવાની કે કહેવાની જરૂર ન રહે. ભાગવતધર્મના પૂર્ણતમ તત્ત્વને જાણનારા, અનુભવનારા અને જીવનકર્તવ્યમાં તદાકાર કરનારા અને તેવા વર્તને બ્રહ્મીભૂત થયેલા મહાન્ વિભૂતિઓના અક્ષરદેહો અહીં આપને દર્શનરૂપ થશે. તેઓ સાથેની મૂક વાતચીત આપને અભેદા-મૃતનું પાન કરાવી બ્રહ્માનંદમાં મત્ત કરશે.

દીવો દીવાથી પ્રગટે છે. પ્રગટ્યા પછી તે પ્રકાશધર્મે એક સ્વરૂપ થાય છે. તેમ જ્ઞાન પ્રગટ્યા પછી ગુરૂશિષ્ય એક જ સ્વરૂપ થાય છે. ગુરૂતાલઘુતાનો ભેદ ટળી જાય છે. જેમ અત્યંત શીતને કારણે જળ ગતિહીન થઈ બરફરૂપ થાય છે, તે પાછું સૂર્યપ્રકાશે ગળી પ્રવાહધર્મને પામે છે, તેમ અજ્ઞાન–અવિદ્યાથી ગતિહીન થયેલ, સ્વરૂપભ્રમ પામેલ જીવાત્મા આત્મજ્ઞાનરૂપ સૂર્યોદયથી પોતાના મૂળ સ્વરૂપ ધર્મને પામે છે અને ત્યારે તે परोपकाराय सतां विभूतय: એ સારભૂત જીવન જીવે છે.

આ આખી સૃષ્ટિ યજ્ઞરૂપ છે, પરમાર્થે જીવન ગાળી પ્રભુને પ્રસન્ન કરનારી છે, પ્રભુમાં લીન થનારી છે. તેના અણુઓ અને પરમાણુઓ તાલબદ્ધ સંગીતધર્મે પોતાનું કર્તવ્ય બજાવતાં વિલસી રહ્યાં છે. બ્રહ્મ, ઈશ્વર, રામ, કૃષ્ણ, શિવ, શક્તિ કે ગણેશ, સૂર્યાદિ કોઈ ભિન્ન નથી. તે વિવિધ નામરૂપ પામેલાં સ્વરૂપો પરમાર્થતાએ એક જ છે. એટલું જ નહીં પણ અહુમંજદ, 'ગોડ', ખુદા આદિથી પૂજા પામતા પરમાત્મા ભાગવત ધર્મે માનેલ પરમાત્માથી જુદા નથી, એક જ છે. કીટથી બ્રહ્મા સુધીનું જીવભેદી જગત્ સુખ અને શાંતિની શોધમાં પોતાનો જીવનપ્રવાસ ચલાવી રહ્યું છે. એ જોતાં સર્વનો મૂળ આશય એક જ છે. એક જ તત્ત્વનાં તેઓ

અભિલાષી છે. જેમ સમુદ્રનાં જળ તરંગ અને ફીણ, રૂપભેદે જુદાં જણાતાં છતાંય જુદાં નથી, તેમ અનંત સાગરરૂપ બ્રહ્મના ઈશ્વર, જીવ અને જગત સ્વરૂપો જુદાં નથી.

"હું ને તું કે તેઓ, ચરમ પળમાં આપણ બધાં;
સમાશું કો એકે, પ્રથમ પણ સૌ એક જ હતાં."

એ કવિકથન સર્વથા સત્ય છે. બ્રહ્મીભૂત થયેલા મહર્ષિઓ, ભારતના અમર તત્ત્વચિંતકો તેમના અક્ષરદેહથી આ વાત સમજાવી રહ્યા છે.

## ધર્મનું સ્વરૂપ

દાન અને આદાન–દેવું અને લેવું એ શાશ્વત વિનિમયનું ખરૂં સ્વરૂપ તે ધર્મ. પોતાનું જીવન પોતા માટે નથી, બીજાની સેવા માટે છે, અભેદભાવે સેવા માટે છે. એ અન્યોન્યાશ્રયના સ્વભાવસિદ્ધ અમૃતને ત્યાગી અનન્યાશ્રયના મૃગજળ પાછળ દોડવું એ અધર્મ છે. આ અન્યોન્યાશ્રય, સેવાભાવ સતત જાગૃત રહેવા પોતા માટે પીરસાયલી ભોજનપત્રાવલીમાંથી પણ પાંચ ગ્રાસ બહાર જુદા કાઢી જમવું એ ધર્મ છે. એમ આર્યધર્મતત્ત્વવિદો સમજાવી ગયા છે. ખાતાંપીતાં, ઉઠતાંબેસતાં, સૂતાંજાગતાં, કમાતાંખર્ચતાં હું બીજાને ઉપયોગી કઇ રીતે થાઉં, એવી સેવાભાવભરીજાગૃતિ તે જ ધર્મ. ભાગવત ધર્મ ભૂલેલાને રસ્તો દેખાડતાં તેની જીવનભરની ગુલામી લખાવી લેવી, એ ધર્મ નથી, પરમાર્થ નથી, સેવા નથી, પણ મહા અધર્મ છે; કુટિલ સ્વાર્થ છે, નગદ પાપ છે. આ સત્ય જેમ વહેલું સમજાશે તેમ ખરા સુખ અને શાન્તિમાં જગત્ વહેલું રાચશે. આ ક્ષેત્ર 'સર્વમાં પરમાત્મા છે અને પરમાત્મામાં સર્વ છે,' એ પરમભાવથી ભરેલું છે. અહીંનાં જડચેતન સર્વ તે વાત આપને પ્રત્યક્ષ કરાવશે. श्रद्धामयोऽयं पुरुषः એ સિદ્ધાંતે આપ વેદનારાયણનાં દર્શન કરી શકશો." આટલું કહી તે વાણીપ્રવાહ બંધ થયો.

હું આંખો મીચી એક ચિત્તે તે ઝીલતો હતો, ત્યાં એ ચાર પળ એ અમૃતધારા શ્રવણમાં ન પડતાં મેં આંખ ઉઘાડી તો સિદ્ધિવિનાયકજી ત્યાં જણાયા નહીં. પરંતુ આથી મને જરાય આશ્ચર્ય કે ક્ષોભ થયો નહીં.

× × × ×

## પાટલ પુષ્પનું જીવન

સમીપમાં વાયુના અડપલાથી આનંદતા પાટલપુષ્પ પર મારી દૃષ્ટિ ઠરી. તેટલામાં એક પતંગીયું આવી તે પર બેઠું અને મધુ ચુસી મત્ત ચિત્તે ઉડ્યું. પુષ્પ ડોલ્યું અને જાણે 'જા મા. પાછું ફર, મધુ પી,' એમ

આમંત્રણ કરતું જણાયું. આથી ચકિત ચિત્તે મારાથી ઉચ્ચારાઈ જવાયું:— ‘આ પુષ્પ જેવું ઔદાર્ય સર્વથા અનુકરણીય છે. ખીલવું એટલે બીજાને ઉપકારક થવું, અન્યને આનંદદાયક થવું. સુમનનાં આવા જીવનવ્રતથી સહુ તેના તરફ આકર્ષાય છે, મધુર ભાવે રમાડે છે અને દેવોના મસ્તક પર મૂકવા જેવું અસાધારણ માન તેને આપે છે. જે મનુષ્ય એવું જીવન જીવી શકે તે તેવું માન પામી શકે.’

આમ વિચારું છું ત્યાં એક નકુલ આવી મારા ખોળામાં બેઠો. જાણે યુધિષ્ઠિરના યજ્ઞઉચ્છિષ્ટમાં આળોટી કૃષ્ણચંદ્રના કરસ્પર્શથી સુંદર સોનેરી રૂવાંભર્યું રૂપ પામી મને દેખાડવા કેમ ન આવ્યો હોય! મેં તેને મધુર ભાવે કરસ્પર્શ કર્યો, પંપાળ્યો. તે મારા મુખ સામે પોતાનું ઊર્ધ્વ મુખ રાખી, આંખમાં આંખ મીલાવી સ્થિર થયો. પરંતુ એ આનંદપળ વધુ લંબાય એવી અભિલાષા હું કરું છું ત્યાં તો તે ચંચળ પ્રાણી ચાલ્યો ગયો, જોતજોતામાં અદૃશ્ય થયો. નકુલદર્શન અને સ્પર્શ શુભ શકુન ગણાય છે એ સ્મૃતિમાં રમતો હું ઉઠયો અને ભ્રમણ સાથે નિરીક્ષણનું કાર્ય આરંભ્યું.

આરંભ અને અંત, આવિર્ભાવ અને તિરોભાવ, ઉદય અને અસ્ત, સંકલ્પ અને વિકલ્પ, ફૂલવું અને કરમાવું: આ બે પડ વચ્ચે સર્વ સૃષ્ટિનિર્માણ સર્વદા રમી રહ્યું છે, એ જ્ઞાન મને વારાહપુરાણના શ્લોકથી સમજાયું.

उमेति संज्ञया यत्तत् सदा मर्त्ये व्यवस्थिता। उमेत्येकाक्षरी भूता ससर्जेमां महीं तदा॥

ઉ એટલે આવિર્ભાવ અને મા એટલે તિરોભાવ. ઉ એટલે કલ્પોદ્ભવ અને મા એટલે પ્રલય. ઉ એટલે ઉદય અને મા એટલે અસ્ત. ઉ એટલે ફૂલવું અને મા એટલે કરમાવું. ઊર્ણનાભ પોતાની જ લાળથી જાળું રચે છે તે ઉ. અને તે જાળું પાછું ગળી જાય, સંકેલી લે તે મા. નારાયણના સંકલ્પ ઉ થી આ સૃષ્ટિ સરજાઈ છે. તે તેના વિકલ્પ ‘મા’ થી પ્રલયધર્મ પામશે. તે ઉ અને મા, સંકલ્પ અને વિકલ્પ પ્રાણીઓમાં પથરાયા, પ્રાણધર્મવાળામાં સંયોજાયા એટલે પ્રાણધર્મવાળાઓ પોતાની વિચારસૃષ્ટિથી ઇશ્વરી સૃષ્ટિને શોભાવવા લાગ્યા. પ્રાણીઓની ચાર સૃષ્ટિઓ એ નારાયણની વિચારસૃષ્ટિનું સ્થૂલ રૂપ. આ વિચારે હું હસી પડયો અને नमोऽस्तु ते व्यास विशालबुद्धे કહી આનંદ્યો.

## અલૌકિક બાળક

આગળ વધ્યો ત્યાં એક ગિરિશિખર સમા ઘટાટોપ વૃક્ષ નીચે મેં એક અતિ સુંદર સ્વરૂપવાળો મનોહર બાળક સ્ફાટિક મણિઓને ઉછાળતો અને ઝીલતો જોયો. તેનું દૂધમલીયું ગૌરવર્ણું ભરાઉ અને ઘાટીલું શરીર હિલા

રૂપી વસ્ત્રોમાં દીપતું હતું. ભૂષણ વગરનો તે સર્વના ભૂષણ રૂપ હતો. તેના નાજુક પદકમળસ્પર્શે પૃથ્વી પ્રફુલ્લતી હોય એમ દીસતું હતું. તેના કોમળ આછા કાળા અને અગ્ર ભાગે પીળી ઝાંઇવાળા કેશને પવન પંપાળી આનંદતો હતો અને સૂર્યકિરણથી તેનું કોમળ શરીર ન દુભાવા છત્ર રૂપે રહેલ વૃક્ષ તેના રમતના પરિશ્રમને લૂચ્છવા, દૂર કરવા પોતાનાં પત્રોથી વ્યજન કરતાં, તાલી પાડતાં, અવ્યક્ત શબ્દે 'ધન્ય ધન્ય' વદતાં આલ્હાદતો હતો.

બાળક તેની સ્ફટિક સાથેની રમતમાં તલ્લીન હતો. તે મારા સામે ક્યારે જુએ એ અભિલાષામાં હું તરતો હતો. મને અજાણ્યાને જોઇ તેના હૃદયને ક્ષોભ તો નહિ થાય, તેના આનંદમાં ઓછપ તો નહિ આવે ? એ શંકા મને મુંઝવતી હતી. તે સાથે આ નિર્જન સ્થાનમાં આવડો બાળક કોનો અને ક્યાંથી આવ્યો હશે? તેના ધન્યજીવિત માતાપિતાએ તેને શા માટે અસહાય છોડયો હશે? એ આશ્ચર્ય-આરૂઢ કલ્પનાના તાર પર મારૂં અંતર હીંચકતું હતું. મારી આંખો તેમાં રમી રહી હતી કે મારી આંખમાં તે રમી રહ્યો હતો, તેનો નિર્ણય મારાથી સ્પષ્ટ થઇ શકતો ન હતો. મારૂં મન તેની પ્રદક્ષિણા કરતું હતું, પણ શરીર તો સ્તબ્ધ ઉભું હતું. એટલામાં ઉછાળેલો મણિ ઝીલતાં તે ચૂકયો. મણિ મારા તરફ ઢળી આવ્યો. તે લેવા પ્રયાસ કરતાં તેણે મને જોયો કે, તરતજ પ્રેમભર્યા હૃદયને આંખમાં ઉછાળતો તે મારી પાસે દોડી આવ્યો. પોતાના નિર્મળ વાત્સલ્યભાવથી અપરિચિત જણાતો બાલક કોને વ્હાલો ન લાગે?

મેં તેને તેડી લીધો, છાતી સરસો દબાવ્યો, તેના મૃદુ કપોલ પર ચુંબન કર્યું, એટલામાં તે મારામાં સમાયો કે હું એનામાં સમાયો, એનું મને ભાન ન રહ્યું. મારા હાથ ખાલી હતા. તે કઇ રીતે, કયાં ગયો તે મુંઝવતી પળ પુરી થતાં તેને મારા જમણા હાથ પાસે હસતો ઊભેલો મેં જોયો. તે મારી આંગળી પકડી મને ખેંચવા લાગ્યો. પવનની ગતિએ ગતિમાન થતાં નાવ જેમ હું તેની સાથે ચાલવા લાગ્યો.

૨૪. એ બાલક મને દોરી જતો હતો પણ મારાં સૌંદર્ય પિપાસુ મન અને નેત્ર દૂર વા પાસે જ્યાં ત્યાં દોડી જઇ સૌન્દર્યથી આનંદતાં હતાં. તે એક જ કુદકે એક જ નિમેષમાં દેવગિરિના શિખર પર જતાં અને ત્યાં વિશ્રાંતિ લેતી વાદળીઓને સ્પર્શતાં તો બીજી જ પળે અલક્ષ્ય ગંગાના કિનારાના ઉત્તુંગ વૃક્ષની ટોચ પર બેસી હીંચતાં અને ત્યાંથી ઝડપથી નીચે આવી માર્ગમાં ઉભેલાં તરૂવેલ છોડ તથા તેનાં વિવિધરંગી પુષ્પપત્ર અને મંજરીઓને નિહાળતાં, સ્પર્શતાં આનંદમગ્નપણે ઘૂમતાં.

આગળ ચાલતાં બે વિશાળ સમચતુષ્કોણ કુંડ આવ્યા. તે વિવિધરંગી આરસથી બાંધેલા હતા. તેમાં ભરેલું છલોછલ નિર્મળ નીર અને તેમાં કહીં કહીં રહેલાં સુવર્ણ કમળોનું દૃશ્ય અપૂર્વ મોહક હતું. તે કુંડોની આસપાસ સમાન અંતરે રહેલાં એકસરખાં નાનાં આમ્રવૃક્ષો અને તેમની નીચેનાં શિલાસનો તેની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. ત્યાં એક તરુછાંયમાં મૃગરાજ બેઠો હતો. તેની નજીકમાં તેની મૃગરાજ્ઞી આડી પડી બચ્ચાંને ધવરાવતી હતી. એક બચ્ચું ધાવતું હતું. બીજું એક અવિ સાથે ખેલતું હતું. તેમને રમતાં જોઇ મારી સાથેનો બાલક તેમની પાસે ગયો, અને તે અવિ તથા સિંહ શાવકને બાથમાં ઘાલી ઉપાડી એક ફૂદડી ફર્યો. પછી તેને છોડી દઇ સિંહણ પાસે જઇ તેને પંપાળવા લાગ્યો. તેની આંખો પોતાના નાજુક કરથી બંધ કરવા લાગ્યો. એટલામાં બીજો બાળક ત્યાં આવ્યો. તે પણ તેના જેવડો અને જેવો રૂપાળો હતો. બંને બાળ ભાવે મળ્યા. નજીકમાં એક રાજહંસ હતો તેને પકડવા જતાં તે નાસવા લાગ્યો. બંને તેની પાછળ ગયા. થોડી પળમાં તેઓ મારી દૃષ્ટિની બહાર થયા.

## બ્રહ્મીભૂત વિભૂતિઓનાં દર્શન

હું એકલો એકલો ચાલવા લાગ્યો ત્યાં એ કુંડોથી ઉત્તરમાં થોડે દૂર જતાં એક અર્ધગોલાકાર વિશાળ ચોગાન આવ્યું. તેની સીમા રેખા પર ગંધરાજ અને ચાંદની આદિ સુમન છોડ ઉભા હતા. તેમ તેના બંને છેડા પાસે સુંદર પર્ણકુટીઓ હતી. મેં જમણી તરફની કુટીઓ જોવા વિચાર્યું ત્યાં બંને બાળકો મારી સાથે થઇ ગયા. અમે પહેલી કુટીમાં પ્રવેશ કર્યો ત્યાં સુંદર દર્ભાસન ઉપર ભગવાન્ વાલ્મીકિજીને ધ્યાનસ્થ દીઠા. બીજીમાં તુલસી-દાસજી, ત્રીજીમાં સમર્થ રામદાસજી અને ચોથીમાં પરમહંસ રામકૃષ્ણદેવનાં ધ્યાનસ્થ સ્થિતિમાં દર્શન થયાં. આ દર્શનથી મારું હૃદય આનંદસમુદ્રમાં અવગાહન કરવા લાગ્યું અને ડાબી બાજુની કુટીઓ જોવા અતિ ઉત્કંઠિત થયું. અમે તે પર્ણકુટીઓમાં ગયા. ત્યાં પહેલીમાં ભગવાન વેદવ્યાસજી, બીજીમાં જગદ્‌ગુરૂ આદ્યશંકરાચાર્યજી, ત્રીજીમાં શ્રીાતમુનિશ્રી ચંદજી, અને ચોથીમાં મહર્ષિ દયાનંદજીનાં દર્શન થયાં. તે આનંદના અતિરેકથી મારું હૃદય ભરાઇ આવ્યું. નયનમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં અને મારા જીવનની એ પળને હું ધન્ય માનવા લાગ્યો.

## વેદનારાયણનાં દર્શન

એ સમાધિસ્થ મહાત્માઓનાં દર્શન કરી તેમનાં ગુણ ચારિત્ર વિચા-રતો હું ચોગાનમાં ઉભેલા શિંશપા વૃક્ષની નીચે આવેલી એક ભવ્ય વિશાળ

શિલા પાસે આવ્યો. તે કાચની હતી કે પત્થરની તે પારખવું જરા મુશ્કેલ હતું. તે અજાયબ અરીસા જેવી હતી. તેમાં ધારીધારીને જોનાર પોતાનું બાહ્ય અને આંતરિક રૂપ જોઇ શકતો. હું તે પર બેઠો. પેલા બંને બાળકે મારી પડખે બેસી ગયા. અહીં મને વેદનારાયણનાં દર્શનની તીવ્ર ઇચ્છા થઇ.

સામે અર્ધગોલાકાર કુંજરેખાપર ગગનચુંબી વિશાળ કાય અશ્વત્થ ઉભો હતો. તેના તરફ હું નિહાળી રહ્યો ત્યાં થોડી પળો જતાં એક અતિ તેજસ્વી વર્તુલ દેખાયું. તે દોઢેક દંડના વ્યાસનું હતું. બે ચાર પળો જતાં તેમાં આછા વાદળી રંગનું પ્રણવદર્શન થયું. મેં એ પ્રણવને પ્રેમપૂર્વક શિર નમાવ્યું અને ફરી તે તરફ દૃષ્ટિ કરી તો તેમાં ભારતનું સીમાસ્વરૂપ અને તે મધ્યે ત્રિશૂલધારી ભારતમાતા–હિંદ દેવીનાં દર્શન થયાં. એ તેજથી ઝળહળતી સૌમ્ય સ્વરૂપ દેવીની ચિંતનશીલ મુખાકૃતિ અને કાંઇક ઢળેલાં ગંભીર વિચારમગ્ન નયનો નિહાળ્યાં. હજુ તેમનું નખશીખ રૂપ નિહાળવામાં હું અતૃપ્ત હતો ત્યાં અકસ્માત્ મહા-વિદ્યુચ્ચમકાર થયો. નેત્રો અંજાઇ ગયાં, બીડાઇ ગયાં, ફરી ઉઘડયાં ત્યાં એક જળજળાકાર ભવ્ય મંદિરમાં શેષશય્યા પર પોઢેલા વેદનારાયણ, તેમના નાભિકમળે રહેલા વેદપાઠી બ્રહ્મા અને પદકમળ પાસે બેઠેલાં લક્ષ્મીને જોયાં. તેમજ બ્રહ્માજીના હૃદયકમળમાં નટવર શ્રીકૃષ્ણચંદ્રને નિહાળ્યા. બ્રહ્મા-જીની વેદસ્તુતિનાં અમૃત તેમના પર ઢોળાતાં હતાં અને તેનાં વહનો પૃથ્વી પ્રદેશે પથરાતાં હતાં. મેં તેમને ફરી ફરી નમન કર્યું અને ઉચ્ચાર્યું:–

यदा धर्मग्लानिर्भवति जगतां क्षोभकरणी, तदा लोकस्वामी प्रकटितवपुः सेतुधृगजः ॥
सतां धाता स्वच्छो निगमगणगीतो व्रजपतिः, शरण्यो लोकेशो मम भवतु कृष्णोऽक्षिविषयः॥

જ્યારે સંસારમાં ક્ષોભ કરવાવાળી ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે લોક મર્યાદાની રક્ષા કરવાવાળા લોકેશ્વર સંતજનોના પ્રતિપાલક વેદે વર્ણવેલા શુદ્ધ અજન્મા ભગવાન્ ધર્મની રક્ષા માટે શરીર ધારણ કરે છે. તે શરણા-ગત વત્સલ સકલભુવનના અધિપતિ ઇશ્વર વ્રજરાજ શ્રીકૃષ્ણચંદ્ર મારી આંખમાં સર્વદા રમતા રહો, મને દર્શનદાતા બનો, મારા નેત્રનો વિષય થાઓ. આમ પ્રાર્થના કરતાં મેં દંડવત્ પ્રણામ કર્યા. નમ્યો, ફરી નમ્યો. તાટક કરી નિરવધિ આનંદમાં ડુબી ગયો.

એ નિર્ભાન સ્થિતિ કેટલો વખત રહી તે કળાયું નહિ, પણ ભાન આવતાં જોયું તો મારી પાસે સિદ્ધિવિનાયકજી ઉભા હતા. પેલા બંને બાળકો તેમના હાથની આંગળી ઝાલી ઉભા હતા. તેમની બે પુત્રીઓ અને બે સ્ત્રીઓ પણ સાથમાં હતી. સામે જોતાં વેદનારાયણનાં નહિ, પણ હિંદદેવીનાં દર્શન થયાં.

## ભારતભૂમિના વિદેહભક્તોનાં દર્શન

મેં સિદ્ધિવિનાયકજીને નમન કર્યું અને કાંઈક પૂછું ત્યાં હવામાંથી એક શતદળ સુમન આકારનું વિમાન અમારી નજીક આવી થોભ્યું. તેના મુખ્ય દ્વાર પાસે એક નાનીશી સીડી મૂકાઈ. તે પરથી એક દેવયુગલ નીચે આવ્યું અને સીડી પાસે ઉભું રહ્યું.

સિદ્ધિવિનાયકજીએ મને ધીમેથી સૂચવ્યું કે, આ દેવેન્દ્ર અને તેમનાં પત્ની છે. અમે બધાયે તેમને નમન કર્યું. એટલામાં તે વિમાનમાંથી હિંદના (૧) દાદા દાદાભાઈ નવરોજી, (૨) લોકમાન્ય બાળ ગંગાધર તિલક, (૩) ત્યાગમૂર્તિ પંડિત મોતીલાલ નેહરૂ, (૪) પંજાબ કેસરી લાલાલજપતરાય, (૫) દેશબંધુ ચિત્તરંજનદાસ, (૬) રાષ્ટ્રસેવક વિઠ્ઠલભાઈ પટેલ, અને (૭) ભારતવત્સલ સેવાપ્રતિમા મૈયા એની બિસાંટને ઇંદ્ર અને ઇંદ્રાણીએ હાથનો ટેકો આપી માનપૂર્વક નીચે ઉતાર્યાં.

તે દરેકની સાથે તેમની રાષ્ટ્રસેવા અને રાષ્ટ્રકીર્તિ નામની સેવિકાઓ હતી. તેમજ દાદા પાસે અવસ્તા, લોકમાન્ય પાસે ભગવદ્‌ગીતા, ત્યાગમૂર્તિ મોતીલાલજી પાસે હિંદ સ્વરાજ્ય, પંજાબ કેસરી પાસે સત્યાર્થપ્રકાશ, દેશબંધુ પાસે આનંદમઠ, રાષ્ટ્રસેવક પાસે હિંદ અને બ્રિટાનીયા, અને ભારતવત્સલ સેવાપ્રતિમા પાસે શ્રીગુરૂચરણે નામક ગ્રંથો હતા. તે બધાયે ગોઠણીએ પડી હિંદ દેવીનાં દર્શન કર્યાં. તે સમયે તેમના ગ્રંથો તેમની રાષ્ટ્રસેવા સેવિકાએ હાથમાં રાખ્યા હતા. તેમણે ભાવભર્યા હૃદયે વંદે માતરમ્ ગીત ગાયું. પછીઃ

'અયિ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાયા,<br>
અયિ ભાર્તભૂમિ તેરે ચરણોમેં શિર ઝુકાયા;'

એ ગાયું અને છેવટે લોકમાન્યજીએ ભક્તિ ભાવથી નીતરતા શબ્દોમાં નીચેની પ્રાર્થના કરી ત્યારે બધાય હાથ જોડી શિર નમાવી ઉભાં હતાં.

### હિન્દ માતાની પ્રાર્થના

वन्दे मातरमव्यक्तां व्यक्तां च जननीं पराम् ।<br>
दीनोऽहं बालकः कांक्षे सेवां जन्मनि जन्मनि ॥१॥

पद्मालया त्वमेवासि त्वमेव च सरस्वती ।<br>
अन्नपूर्णा त्वमेवासि त्वमेव च शिवा सती ॥२॥

त्वद्वृक्षाः कल्पवृक्षाश्च चिन्तामणिशिलाः शिलाः ।<br>
त्वद्वनं नन्दनं साक्षात् साक्षात्त्वं स्वर्गदेवता ॥३॥

प्रतिजन्मनि मेवित्तं वित्तं देहश्च सन्ततिः । त्वत्सेवानिरता भूयुर्माता त्वं करुणामयी ॥४॥
न मे वाञ्छाऽस्ति यशसि विद्वत्वं न च वा सुखं। प्रभुत्वं नैव वा स्वर्गं मोक्षेऽस्यानन्ददायके
परं च भारते जन्म मानवस्य च वा पशोः। विहङ्गस्य च वा जन्तोर्वृक्षपाषाणयोरपि॥६॥
निरन्तरं भवतु मे मातृसेवांशभाग्यभाक् । एषैव वाञ्छा हृदये साक्षी सर्वात्मकः प्रभुः॥७॥

वन्दे मातरमव्यक्तां व्यक्तां च जननीं पराम् ।
दीनोऽहं बालकः कांक्षे सेवां जन्मनि जन्मनि ॥८ भूपेन्द्र॥

હે માતા, અદૃશ્ય અને દૃશ્ય એવાં તમારાં પરમ જનની સ્વરૂપને અમે નમન કરીએ છીએ અને અમે તમારાં દીન બાળકો જન્મોજન્મ તમારી સેવાની ઇચ્છા કરીએ છીએ. (૧). માતા, તમે જ અમારાં લક્ષ્મી છો, તમે જ અમારાં સરસ્વતી છો. તમે જ અમારાં અન્નપૂર્ણા છો અને તમે જ અમારાં સતી ભગવતી ઉમાસ્વરૂપ છો. (૨). માતા, તમારાં વૃક્ષો કલ્પવૃક્ષો છે. તમારી શિલાઓ ચિંતામણિ–સ્પર્શમણિ શિલાઓ છે. તમારાં વનો સાક્ષાત્ નંદનવન જેવાં છે અને તમો સાક્ષાત્ સ્વર્ગદેવતા છો. (૩). માતા, જન્મોજન્મ અમારાં તન, મન, ધન અને સંતતિ તમારી સેવામાં સંયોજાયેલાં રહેજો. 'તમે અમારાં કરૂણામયી માતા છો. (૪). માતા, અમને કીર્તિની ઇચ્છા નથી. સુખ કે વિદ્વત્તાની ઇચ્છા નથી. રાજા મહારાજા થવાની કે સ્વર્ગ મેળવવાની ઇચ્છા નથી. વધુ શું ? અતિ આનંદદાયક મોક્ષની પણ ઇચ્છા નથી. (૫). પરંતુ માજી, અમારી એક જ ઇચ્છા છે કે, આપને ખોળે ભારતવર્ષમાં અમારો મનુષ્ય, પશુ, પંખી, જંતુ, વૃક્ષ કે પાષાણરૂપ ગમે તે જન્મ થાઓ. (૬). અને તે જન્મમાં પણ અમે આપની કિંચિત્ સેવાપરાયણ વૃત્તિરૂપ ભાગ્યને ભોગવનાર થઇએ. માજી! અમારી ફરી ફરી એ જ ઇચ્છા છે, આશા છે, તૃષ્ણા છે. તેના સાક્ષી પરમાત્મા શ્રીહરિ છે. (૭). હે માતા, અદૃશ્ય અને દૃશ્ય એવાં તમારાં પરમજનની સ્વરૂપને અમે વંદન કરીએ છીએ અને અમે તમારાં દીન બાળકો જન્મોજન્મ તમારી સેવાની ઇચ્છા કરીએ છીએ. (૮). જનનિ નમન હો. પુણ્ય પવિત્ર ભારત ભૂમિ નમન હો. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

જેમ જેમ પ્રાર્થના આગળ વધતી ગઇ, શ્લોક પછી શ્લોક બોલાવા લાગ્યા તેમ તેમ દરેકની આંખોમાંથી વાત્સલ્યભાવનાં વારિ વહેવા લાગ્યાં. લોકમાન્યજીએ ગળગળે શબ્દોચ્ચારે પ્રાર્થના પૂરી કરી, ત્યારે તે દરેકને પડખે ઉભેલી સેવિકાઓ ઢાકાઇ મલમલના રૂમાલથી તેઓનાં આંસુ લુચ્છતી હતી. દરેકે શ્વેત પોશાક પહેર્યો હતો. શિરવસ્ત્ર પણ શ્વેત હતાં. ફરી દરેકે ઓઢણીએ

પડી વંદન કર્યું, ત્યાંની રજને માથે ચડાવી, જીભ પર મૂકી. મેં અને વિનાયકજીના કુટુંબે તે દરેકને ચરણુવંદન કર્યાં. તેઓ વિમાન પાસે ગયાં.

સીડી આગળ સુરેન્દ્ર અને શચી ઉભાં હતાં. તેમણે તેમને પોતાના હાથના ટેકાનું માન આપી ઉપર ચડાવ્યાં. છેલ્લે તે દેવ દંપતીને અમે વંદન કર્યાં. શચીને સુરેન્દ્રે વિમાનમાં ચડાવ્યા પછી પોતે ચડયા. કાંઇપણ અવાજ વગર વિમાન ઉપર ચડવા લાગ્યું. પાંચેક પળમાં અદૃશ્ય થયું.

અમે શિલા સમીપ આવ્યાં. કુંજરેખા તરફ જોયું. દેવીનું સ્વરૂપ જણાયું નહિ. સુવાસિત શીતળ પવનની મંદ મંદ લહરીઓ અમારા શરીરને તેમના અદૃશ્ય કોમળ હાથથી પંપાળી જતી હતી.

× × × ×

શિલા પર બેસતાં બેસતાં વિનાયકજીએ મને પૂછ્યું. 'આપ આ શિલાનું નામ જાણો છો?'

મેં ઉત્તરમાં શિર હલાવ્યું. તેમણે કહ્યું. 'આનું નામ યુગજીવી શિલા છે.' તે નામ સાંભળી હું ખુશી થયો. અમે સૌ ત્યાં બેઠાં. ચંદ્રદર્શન થવાની તૈયારી હતી.

## સિંહાવલોકન

૨૫ પાંચેક પળો અમે બધાં મૌન બેસી જયાં ત્યાં દૃષ્ટિ ફેરવતાં હતાં, ત્યાં વિનાયકજીએ મને પૂછ્યું: 'આપને વેદનારાયણનાં દર્શન થયાં?'

મેં સાભાર સફળતા જણાવી.

તેમણે કહ્યું. (૧) 'આ ગિરિશૃંગે આવવાની આપની અનેક દિવસની ઇચ્છાના પરિપાક રૂપે આપને સુનંદાનું મીલન થયું. તેની સાથે ચાલતાં ઇચ્છિત સ્થાને જવાનો રસ્તો મળશે, એવો આપને નિશ્ચય થયો; અને એ અતૂટ શ્રદ્ધાએ તેની સાથે પ્રયાણ કરાવ્યું. (૨) શૃંગ પર આવતાં જે ઝરણુંમાં આપ પ્રેમપૂર્વક નાહ્યા તે સત્ય ઝરણ હતું. (૩) ત્યાંથી સ્વરૂપાનંદજીના પ્રભુકૃપા આશ્રમમાં અહિંસાનું દર્શન વૈરત્યાગ થયું. ત્યાંથી (૪) વિશ્વપ્રેમ કુંડ પર અનુકૂલા પ્રતિકૂલાના ફંદમાં ન ફસાયા' એ આપના અંતરની સંયમકસોટી હતી. (૫) ત્યાંથી જ્ઞાનાનંદજીનો સમાગમ થતાં સુધી આપને કશા પરિગ્રહની, મમતાની, સંગ્રહની ઇચ્છા ન સ્ફૂરી, 'આવું મારે હોય' એમ ન થયું.' એટલું જ નહિ, પણ જ્ઞાનાનંદજીના સત્સંગ કરતાં પણ ઈશ્વરપ્રાણિધાનને વધારે આવશ્યક ગણી આપ આવ્યા.

આ પાંચે વિધિ આપની સિદ્ધ થવાને પરિણામે વેદનારાયણનાં દર્શન થાય જ, પણ તે સાથે આજે આપને એક અપૂર્વ બીજો લાભ થયો. પવિત્ર ભારતભૂમિના વિદેહ ભકતોનાં દર્શન થયાં. તેમના રોમરોમમાં, રુધિરના અણુઅણુમાં અને પ્રાણવાયુના દરેક ગમનાગમન ભારતભૂમિ માટેનું ભકિતવહન વહી રહેલું છે તે જાણવાનો આપને પ્રસંગ મળ્યો. આ લાભ દરેક પૂર્ણિમાએ મળતો નથી. તેઓ દરેક પૂર્ણિમાએ અહીં પધારતા નથી. આજે અકસ્માત્ તેઓ આવ્યા અને તમને પણ અકસ્માત્ દર્શન થયાં.

પ્રાર્થના સમયે મને સાથે લઇ સુરેન્દ્ર તથા શ્રચી મહર્ષિ વાલ્મીકિજી આદિના દર્શને પધારેલ ત્યારે રસ્તામાં મને કહેલ કે, પાતાળ લોકમાંથી પાછા ફરતાં સર્વની ઇચ્છા અહીંના મહા અશ્વત્થનાં દર્શનની હતી. ત્યાં તેનાં દર્શન સાથે હિંદ દેવીનાં દર્શન થયાં એ એક મહાલાભ થયો.

તેમનું એ વચન સાંભળતાં જ મને સુઝી આવ્યું કે, કદાચ આપનાં ભાવિ કાર્ય માટેની આમાં સંકલના હોય. રાષ્ટ્રભકિતના સર્વોચ્ચ ઉત્થાનમાં પ્રભુએ આપના શરીરથી કાંઇ કામ લેવા ઇચ્છયું હોય.

## રાષ્ટ્રભક્તિ તે પ્રભુભક્તિ

વિનાયકજીના આ વચનથી હું જરા લાગણીવશ થયો અને નયન બીજી તરફ લીધાં પણ પછી તરત જ સાવધ થઇ તેમના સામે જોયું એટલે તેમણે બોલવું ચાલુ રાખ્યું: 'પ્રભુની નવ પ્રકારની ભકિતમાં ઉત્તમોત્તમ ભકિત જે આત્મનિવેદન, તેનું ખરું સ્વરૂપ તે રાષ્ટ્રભકિત છે. જ્ઞાનીઓનું જ્ઞાન, ત્યાગીઓનો ત્યાગ, શૂરોનું શૂર, યોગીઓનો યોગ અને ભકતોની ભકિતનો—સર્વોત્તમ તત્ત્વસમુચ્ચય તે રાષ્ટ્રભકિત છે. સનાતન ધર્મનું દશ્ય સ્વરૂપ તે રાષ્ટ્રભકિત છે. વારાહ, વામન, રામ અને કૃષ્ણ આદિના અવતારો તે રાષ્ટ્રભકિતના ઉદ્બોધક પ્રસંગો છે. તેમનું જીવનકાર્ય તે રાષ્ટ્રભકિતનાં જીવંત ઉદાહરણો છે. શરીરની અંદર રહેલ દરેક ઇન્દ્રિય પોતાનો સામાન્ય અને વિશેષ ધર્મ બજાવતાં શરીરસંરક્ષણની મુખ્ય ભાવના ભૂલતી નથી, તેમ રાષ્ટ્રમાં રહેલી અનેક માનવજાતો ભાષાએ, ધર્મે, સાંસારિક રીવાજે અને ખાનપાને જુદી છતાં તે પોતાને સ્થાન, પોષણ અને રક્ષણ આપતા રાષ્ટ્રનું સંરક્ષણ ભુલે નહીં, તેની આબાદીમાં જ પોતાની આબાદી, સુખ માને, અને તેમ થવા યોગ્ય વર્તન રાખે તે જ રાષ્ટ્રસેવા કે રાષ્ટ્રભકિત. એક જ માનવકુટુંબમાં રહેતાં સઘળાં મનુષ્યોની આકૃતિ, સ્વભાવ, ખાનપાન આદિ ટેવો અને સુખાભિલાષાઓ એક સરખા

ન છતાં તેઓ બધાં પૈતૃક સંબંધે એકબીજાને પ્રેમપૂર્વક ચાહે છે, મારાં કરી માને છે, અને દરેક સમયે એકબીજાને સહાયક રહી એકબીજાનાં નિશ્ચિંતતા અને આનંદનાં પોષક થઇ કુટુંબ અને ગૃહને દીપાવે છે, તેની કીર્તિ વધારે છે, તેમ પોતાના રાષ્ટ્રમાં વસતી દરેક માનવજાતોએ પરસ્પર બંધુભાવે ચાહી દરેક પ્રસંગે સહાયક રહેવું અને તેવી સહકારી ભાવનાએ પોતાનું સુખ વધારવું, રાષ્ટ્રને દીપાવવો, તેની કીર્તિ વધારવી તે એક રાષ્ટ્રજન તરીકેનો તેનો પોતાનો ઇશ્વરી પ્રેરણાથી સંકળાએલો માનવ ધર્મ છે. આ ધર્મ જે સમજે છે તેજ રાષ્ટ્રભક્ત, રાષ્ટ્રસેવક બની શકે છે અને રાષ્ટ્રને તારી પોતે તરી શકે છે. રામ અયોધ્યાને સાથે લઇ ઉપર ગયા અને કૃષ્ણે જાદવાસ્થળી જોઇ પ્રયાણ કર્યું તે બંનેમાં પ્રકારભેદે રાષ્ટ્રભક્તિનું દર્શન છે.

આજે સપ્તર્ષિ સમાન મહાન્ સાત રાષ્ટ્રભક્તોનાં, ભારતભક્તોનાં આપે દર્શન કર્યાં તે સઘળા નામે, આકૃતિએ, જાતે, ધર્મે અને તેમના હાથમાંનાં પુસ્તકો જોતાં વિચારે કે માન્યતાએ એક ન હોતા, છતાં જેમ સઘળી નદીઓનાં પાણી સમુદ્રમાં ભળે તેમ તે બધું તેમનું જુદાપણું રાષ્ટ્રભક્તિમાં એકાકાર થઇ ગયું હતું. તે ભાવ તેમનાં ગીતો અને પ્રાર્થનામાં આપ જોઇ શક્યા હશો. કર્મયોગી લોકમાન્યજીએ સર્વોચ્ચ રાષ્ટ્રભક્તિભરી જે પ્રાર્થના કરી તે સર્વકાળના સર્વલોકોને પોતાના રાષ્ટ્ર માટે સર્વથા ચિંતનીય છે.

વધુ શું! હાલની આ આર્યસંકલિત દેવભક્તિ કરતાં રાષ્ટ્રભક્તિ સહસ્રગણી ઉત્તમ છે. એ દેવભક્તિમાં સ્વાર્થી ભાવના છે, ટુંકી સંકુચિત વૃત્તિ છે; ત્યારે રાષ્ટ્રભક્તિમાં પરમાર્થ ભાવના છે, ઉદારતાભરી વિશાળ દૃષ્ટિ છે. અર્થાત્ હાલની સ્વાર્થી ગુરુદર્શિત દેવભક્તિ એ વ્યક્તિગત સ્વાર્થ ઝરણું છે, પણ રાષ્ટ્રભક્તિ તો સમષ્ટિગત પરમાર્થ ગંગા છે.

## નામધારી ગુરૂઓ

ભારતના મહર્ષિઓની પુરાણપ્રસિદ્ધ દેવભાવના સંકુચિત નહોતી અને વર્ણાશ્રમભાવના તો રાષ્ટ્રભક્તિના આહ્નિક સમાન હતી. એટલું જ નહિ પણ તેમાં ઓતપ્રોત થયલ પંચમહાયજ્ઞ જેવી નિત્ય ભાવના તો કીટથી બ્રહ્મા પર્યંત સર્વને સમાન ભાવે પૂજવાની સર્વોત્કૃષ્ટ પદ્ધતિનું દર્શન હતું. પણ તે નિત્યના પંચમહાયજ્ઞની મહાન્ ભાવનાના મૂળમાં કુહાડો મારનાર કામાચારી પાખંડી ગુરુઓ ઊભા થયા. તેઓ દેવોને હડસેલી પોતે દેવરૂપ બન્યા. છેલ્લાં એક હજાર વર્ષમાં કેટલા ઇશ્વરાવતાર થયા છે અને કેટલા જન્મથીજ પોતાને કૃષ્ણ માની પૂજાવે છે,

તે જોતાં આ સત્ય વધારે સમજાશે. શિષ્યોને સર્વસમર્પણ મંત્રને નામે પોતાની દરેક વ્હાલી વસ્તુ દેવને, ગુરુને અર્પણ કર્યા પછીજ વાપરવી તેવો મંત્ર આપી, શ્રદ્ધાનો દુરાચારમાં લાભ લેવાય, પ્રભુપ્રસાદની રોટલીઓ અને દાળભાતશાક જેવાં રાંધ્યાં ધાન્ય વેચાય કે દેવને નામે મળેલ દ્રવ્યનો યવન વેશ્યાઓને નચાવવામાં વાપરવામાં ઉપયોગ થાય, એવા ધર્મ ધુતારાઓએ ભક્તિમાર્ગને નામે ઉભા કરેલ ધુનારખાનાંઓ સર્વથા નિંદ્ય છે. એવી જાલીમ જાળમાં સપડાયલાને છોડાવવા કે તેમાં પડતાં બીજાં અટકે તેમ કરવું, તે રાષ્ટ્રભક્તિનું એક અંગ છે. ગુરુ થવું એટલે સેવા કરીને ગુરૂ થનારા ગુરૂ ગયા. અત્યારે તો સેવા કરાવીને, સેવા લઇને, ચરણ પૂજાવીને ગુરુ થનારા ગુરૂઓ રહ્યા. સર્વના સાચાં ગુરૂ માતાપિતા તે સંતતિને સેવીને, પોષીને ઉછેરીને ગુરૂપદ પામ્યાં છે. कृष्णं वंदे जगद्गुरुम्. પ્રભુ પોતે પૃથ્વી રૂપે પથરાઇ, સૂર્યચંદ્ર રૂપે પ્રકાશ આપી, જળ, અગ્નિ અને વનસ્પતિના રૂપે પાસે વસી પ્રાણીમાત્રની સેવા કરીને પૂજા પામ્યા છે, ગુરૂ થયા છે. એ રીતે સેવા કરીને, જનતાજનાર્દનની સેવા કરીને ગુરૂ થવું હાલના ગુરૂઓને ગમતું નથી.

બીજી રીતે જોઇએ તો ઘણીવાર ઘણાઓને અજાણ્યા પ્રદેશમાં ખરા માર્ગની ભાળ પૂછવી પડે છે. તે સમયે જેમને પૂછો તે બધાં નિષ્કામ ભાવે માર્ગ બતાવે છે. પૈસા કે બીજો કાંઇ બદલો તે ઇચ્છતાં નથી. ત્યારે ધર્મ-ગુરૂઓને નામે ઓળખાતા કેટલાક ધૂર્તો રામકૃષ્ણ આદિનો નામમંત્ર દેવામાં ભૂલેલાને ખરો રસ્તો બતાવવામાં જીંદગીભરની ગુલામી કબૂલ કરાવી લે છે. પ્રસાદી બનાવવાની વસ્તુઓમાં સ્ત્રીઓનો સમાસ કરી દુરાચાર વધારે છે, દેવમંદિરોને દુરાચારનાં મંદિરો બનાવે છે. લીલા પુરૂષોત્તમની લીલાના જીવોને નામે છેતરપીંડી ચલાવે છે. આવા અધાર્મિક વાતાવરણે સ્ત્રીહૃદયમાં રહેલાં દાંપત્યભાવ, શીલ, સતીત્વના નાશ સાથે આર્ય ધર્મ અને આર્ય સંસ્કૃતિનો નાશ થાય છે. માટે આવા કૃત્રિમ ગુરૂપણાનો નાશ થાય અને સાચું ગુરૂ-પણું પ્રચાર પામે તો જ ભારતની રાષ્ટ્રભક્તિ, ધર્મશક્તિ અને દિવ્ય દૃષ્ટિ વિકાસ પામી, પ્રફુલ્લી, પરાગ પાથરી પૃથ્વીલોકને દેવલોકમાં પલટાવે.

અહીં આપે એક વાત વધારે વિચારપૂર્વક સ્મૃતિમાં રાખવી કે રાષ્ટ્ર-ભક્તિ એ પ્રભુના સ્થૂલ સ્વરૂપનું, દ્રશ્ય સ્વરૂપનું પૂજન છે. ધર્મશક્તિ એ પ્રભુના સૂક્ષ્મ સ્વરૂપનું–અદ્રશ્ય સ્વરૂપનું પૂજન છે. અને દિવ્ય દૃષ્ટિ એ પ્રભુના સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપનું–સર્વવ્યાપી સ્વરૂપનું દર્શન છે. ત્રિવિક્રમના એ ત્રણ પાદમાં સર્વ સમાયું છે. તે માટે લોકવિદિત કવિકથનો આ પ્રમાણે છે:

## રાષ્ટ્રભક્તિ

ઓ વ્હાલા મુજ રાષ્ટ્ર હું, વંદી વારંવાર;
દેવ ગણી પૂજું તને, માની બહુ ઉપકાર. ૧

તારી માટીથી થયાં, સઘળાં મારાં અંગ;
તારી માટી પોષતી, સઘળા મારા રંગ. ૨

એ રંગ એ અંગ હું, સેવામાં તુજ લીન;
થજો હજો સુખ માનતાં, એ ઇચ્છા મુજ દીન. ૩

કણ કણ મારા રુધિરમાં, પળ પળ સર્વ વિચાર;
વહન કરી જીવન બનો, તું સેવા રસ સાર. ૪

તું સાચો મુજ તાત ને, તું સાચો મુજ દેવ;
માની માગું મરણ હું, કરતાં તારી સેવા. ૫

## ધર્મશક્તિ

જેની શક્તિથી થયાં, ભૂમિ જળગિરિ આકાશ;
જશ જેના બહુ બહુ વળી, વંદું તે અવિનાશ. ૧

ચન્દ્ર સૂર્ય ગ્રહની ગતિ, રાતદિવસ ઋતુસાર;
ધાતુ ઝાડ જનાવરો, સહુને તુજ આધાર. ૨

તુજ નીતિના રાજ્યમાં, પાળ મને પરમેશ;
સદ્‌ગુણમાં હરઘડી રમું, એ જ કરવ ઉદ્દેશ. ૩

અપરાધી પાપી ઘણો, કરું હું નિર્લજ્જ કામ;
તે સહુથી ઉગાર તું, કરગરી કહું સતનામ! ૪

વીર નર્મદ

## દિવ્ય દૃષ્ટિ

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. ૧

ભોંમાં પેશી ભોંયરે, કરીએ કાંઇ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત. ૨

ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ;
ક્યાં એ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ. ૩

નવયુગ ગુરુ—દલપતરામ

યજુર્વેદમાં ઉચ્ચારાયેલી સાચી શરણાગતિ-तन्मे मनः शिवसङ्कल्पमस्तु। તે આ જ. પ્રભુ સાથે એકતા કરાવતો મનનો કલ્યાણકારી સંકલ્પ તે આ જ. અને આની પૂર્ણ પ્રાપ્તિને માટે આ ક્ષેત્રના સાચા શણગાર અને જીવન રૂપ દક્ષિણામૂર્તિ સ્વરૂપ અષ્ટમહર્ષિઓ પાસેની પર્ણકુટીઓમાં બિરાજે છે તેમનો મૌન ઉપદેશ આપને સન્માર્ગ દર્શક થશે. એ માટે આપ અહીં થોડા દિવસ રહો અને સાધના સાધો.

આટલા સૂચન પછી તેમણે મૌન સેવ્યું અને મેં હરિ: ૐ વદતાં નમન કર્યું. ચંદ્ર આકાશ પર આવી ગયો હતો, અને તેમાં અમૃતમય કિરણોથી સૃષ્ટિ આલ્હાદતી હતી. દૂર ઊભા દેવગિરિનાં શિખરો દેખાતાં હતાં. તેમ અલક્ષ્યગંગાનો એ લક્ષ્ય કલરવ સ્મૃતિમાં રમતો હતો. ત્યાં તેમનાં એક પત્નીએ કહ્યું: 'આ મહાત્માજીને આપણે ત્યાં લઈ જઈ આપણું ગૃહ પાવન કરાવીએ.'

વિનાયકજીએ તેમને ઉત્તરમાં કહ્યું, 'ખરું કહો છો.' મારા તરફ જોઈ કહ્યું-'પધારો.' એટલે અમે સઘળાં ઊઠયાં. મહાઅશ્વત્થવૃક્ષને વંદન કરી અમે ચાલ્યાં.

## વિનાયકજીનું આતિથ્ય

૨૬ પૂર્વ તરફ વીસેક પગલાં આગળ ચાલ્યા પછી મને જણાયું કે, અમે બધાં હવામાં ઊંચે ચઢીએ છીએ. સીડીના પાવઠાપર પગ મૂકવા જેવો ભાસ થાય છે, પણ વાસ્તવિક સીડી નથી. એ રીતે કેટલુંક ચાલતાં અમે એક સુંદર વાટિકાનાં દ્વાર પાસે આવી પહોંચ્યાં. ત્યાં દ્વારપાલ તરીકે દ્વારના બંને પડખે બે નાના અશોક તરુ ઊભાં હતાં. અમે દ્વારમાં પ્રવેશ કર્યો અને આગળ ગયાં ત્યાં સામે એક નાનો કુંડ અને તેમાં ફુવારો ઊડતો જણાયો. જ્યોત્સ્નાના તેજમાં તે દૃશ્ય મનોહર જણાતું હતું. અહીંથી થોડે આગળ જતાં એક બેઠા ઘાટના સુંદર ભવનનું પ્રાંગણ આવ્યું. ત્યાં ચાર સેવકગણે આવી અમને વંદન કર્યું. વિનાયકજી આગળ થયા અને 'સ્વાગતમ્' એવા અભિધાનદર્શક ખંડમાં મને લઈ જઈ એક સુંદર ઝુલા પર બેસવા જણાવ્યું. મારી પાસે તેમના બે ચિરંજીવી બેઠા. સામા ઝુલાપર તેઓ તથા તેમનાં પુત્રી બેઠાં. તેમનાં પત્ની માટે સેવકગણ વેત્રાસન લઈ આવ્યા. છતમાં ગોઠવેલ યાંત્રિક પંખા ચાલુ કર્યા. પછી તેઓ પુષ્પવાક્યરૂપ વિનય ઉપહાર ધરવા લાગ્યા; 'અનંતાનંદજી, આપના પધારવાથી અમે ઘણાં આનંદમગ્ન થયાં છીએ.' 'कौपीनवंतः खलु भाग्यवंतः એ સૂત્ર જ્યારે

યાદ આવે છે અને આપ જેવાનાં દર્શનનો લાભ મળે છે ત્યારે ઘણી વખત મને મારા ગૃહસ્થ જીવન પર નિર્વેદ આવે છે.'

મેં તરત જ જણાવ્યું; 'તે સમયે આપ धन्यो हि गृहस्थाश्रमः એ સૂત્ર ભૂલી જાઓ છો. સૃષ્ટિની વૃદ્ધિ અને રક્ષા કરનાર દેવો ગૃહસ્થાશ્રમી છે, ઈશ્વર પોતે ગૃહસ્થાશ્રમી છે અને ત્યાગીઓ પણ વૈરાગ્યવૃત્તિ સાથેના નિત્ય રમણને લઈ ગૃહસ્થાશ્રમની છાયામાં છે. કેવળ અગૃહસ્થાશ્રમી કોણ, તે આપ મને શોધી આપો.' મારા આ પ્રશ્નથી તેઓ અને તેમનાં પત્ની ખૂબ હસ્યાં. ત્યાં એક સેવકગણ આવી તેમને કાંઈ ઇશારત કરી ગયો.

એટલે તેમણે કહ્યું કે: 'ચાલો પાસેના ખંડમાં આપણે ફલાહાર માટે જઈએ.'

અમે સઘળાં તે ખંડમાં ગયાં ત્યાં અષ્ટદળ કમળક્રમ આઠ કાષ્ઠાસનો (પાટલા) ગોઠવાયલાં હતાં. કરપાદશુદ્ધિઆદિ સંસ્કાર કરી અમે ત્યાં ગોઠવાયાં. દરેકની પાસે સુવર્ણપાત્રમાં સંસ્કારેલ આમ્રફળની કાતરો, કેળાં, અનાર, જાંબુ અને અંગુર પીરસેલાં હતાં. રજતપાત્રમાં દૂધ હતું. જમતી વખતે તે ફળોના ગુણધર્મ સાથે તેના સર્જનહારની અપાર કૃપા અને કળાનો વાર્તાલાપ શરૂ થયો.

તેઓ કહેવા લાગ્યા; 'એકજ ઉદ્યાનમાં, એકજ કૂપના જળથી અને એક જ માળીની સંભાળ નીચે ઉત્પન્ન થવા છતાં આ દરેક ફળોના આકાર, ગુણ અને સ્વાદ આદિમાં કેટલો તફાવત?'

મેં કહ્યું: 'આ વિવિધતા, સુંદરતા અને રસાસ્વાદ પાછાં એક થવામાં પરિણમે એટલો જ. આ ફળોને હાથ ઉપાડી મુખમાં મૂકે છે. મુખ તેને દંત જીવ્હાદિદ્વારા સંસ્કારી ગળાદ્વારા ઉદરમાં મોકલે છે. ત્યાં તેઓ એકતા પામે છે. અર્થાત્ ત્યાં આ વિવિધતા, સુંદરતા અને રસાસ્વાદ અલોપ થઈ કોઈ જુદો જ ઘાટ ઘડાય છે. સર્જનહારની કૃપા, કલા ને જાદુગરી તે આ જ.'

તેમણે કહ્યું: 'ખરેખર એ અજબ જાદુગરને સર્વ શોધી રહેલ છે, પણ તે પાસમાં છતાં પકડાતો નથી.'

મેં ઉમેર્યું: 'દેખાય છે છતાં દેખાડી શકાતો નથી, સમજાય છે છતાં સમજાવી શકાતો નથી, કારણ કે એ છે અને નથી, એ બંનેથી અગોચર એ વરવિહારીનો વિહાર ધાતુ, કાળ કે અર્થના ભારભરી ભાષામાં સમાઈ શકતો નથી. નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયના થોકબંધ શબ્દોથી તે વર્ણવી શકાતો નથી, સંબોધી શકાતો નથી. 'ગુંગેકું સ્વપ્ના ભયા, સમજ સમજ અકળાય' એ સ્થિતિ ત્યાં બને છે.'

બુદ્ધિદેવીએ કહ્યું: 'પણ જુઓ તો ખરા, આ લક્ષ્ય તો આપના મુખ સામું અનિમેષ જોઇ રહ્યા છે.'

વિનાયકજીએ કહ્યું: 'આપણે બધાય તેમનાં સામું જોઇ રહ્યાં છીએ. આખી દુનિયા તેમના સામું જોઇ રહી છે. ખરેખર અનંતાનંદજી, આપના સમાગમથી અમને અનંત આનંદ થયો છે.'

મેં કહ્યું: 'અને મને પણ ગણુનાથજી! પોતાના સહકુટુંબ મળે અને પોતાને ત્યાં નિમંત્રી સુંદર અમૃતાહાર સાથે વાણીદ્વારા અમૃતવર્ષણ કરી હસાવે, રમાડે, રીઝાવે તે શું ઓછો આનંદ?'

આમ વાર્તાલાપ સાથે અમે ભોજનકાર્ય પૂર્ણ કર્યું. મુખ પ્રક્ષાલન કરી મુખવાસ લઇ સત્કારગૃહમાં આવી બેઠાં.

તેમણે મને કહ્યું: 'આજે આખા દિવસના આપ શ્રમિત થયેલા છો, માટે આપના આરામને સારૂ કહો તો અહીં આસન કરાવું અગર ક્ષેત્રમાં આસન કરવું હોય તો ત્યાં પણ આપની ઇચ્છાનુસાર વ્યવસ્થા થઇ જશે.'

મેં કહ્યું: 'હું એ યુગજીવી શિલા પર આસન કરવાનો છું. મને હવે આપ છૂટો કરવા કૃપા કરો.'

'જેવી આપની ઇચ્છા,' એમ કહી તેમણે એક હાર લાવી મારા ગળામાં પહેરાવવા પ્રયત્ન કર્યો. મેં તે તેમની કનેથી લઇ તેમના ગળામાં પહેરાવી દીધો અને 'જય સચ્ચિદાનંદ' વદતાં કમંડલુ લઇ ઉભો થયો.

તેઓ સહકુટુંબ વાટિકાનાં દ્વાર સુધી સાથે આવ્યા. પછી नमो ब्रह्मणे કહી તેમનાથી છૂટો પડી ब्रह्मैवाहम् વદતો હું યુગજીવી શિલા પાસે આવી પહોંચ્યો.

## દિવ્ય દૃષ્ટિ

૨૭ મેં શિલાને પ્રણામ કર્યા અને તેનાં નિકટવર્તી જડચેતન સર્વને વિનતિ કરી કે, 'મને આપનો આનંદભાગી બનાવો. મારાથી આપને ક્લેશ ન થાઓ.' આમ સંકલ્પ સાધી મારૂં કટિસ્થ ઉપવસ્ત્ર તેના પર પાથરી હું બેઠો.

ઉંચે આકાશમાં ચંદ્ર હસી રહ્યો હતો. અને તેનું એ શુભ્રહાસ્ય જગતને શુભ્રતાનો ઓપ આપી રહ્યું હતું. આથી જાણે તે દ્વારા पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः એ ગીતાની ઉક્તિ સધાતી હોય તેવો ભાસ થતો હતો.

આ વિચારમાં જરા ઊંડે ઉતરતાં મારો આનંદ ઉડી ગયો, ગ્લાનિ છવાઇ ગઇ અને એ ગ્લાનિ સાથે વિચાર આવ્યો કે, 'આ રસાત્મક ચંદ્ર ઔષધિને પોષે છે ખરો, પણ તેમનો સ્વભાવ બદલાવી શકતો નથી. વિષ-

વલ્લીને તે સંજીવિની કરી શકતો નથી. સર્પના પેટમાં ગએલું દૂધ જેમ દૂધ રહેતું નથી પણ ઝેર થાય છે, તેમ વિષવલ્લીએ પીધેલું ચંદ્રનું અમૃત, અમૃત રહેતું નથી પણ વિષ જ થાય છે. આમ શા માટે થાય છે!' એ વિચારતાં હું ગુંચાઇ ગયો. કારણ હાથ ન લાગ્યું. બેચાર પળ હું શૂન્યવત્ થઇ ગયો.

પછી મારા હૃદયમાં એકાએક આનંદ ઉછળવા લાગ્યો. હું વેંતીયો મટી વિરાટ્ થઇ ગયો. કપિલ, કણાદ, ગૌતમ, મહાવીર અને ઝરથોસ્ત આદિ મને મળવા આવ્યા. કારણ મને સમજાઇ ગયું. સર્પ કે વિષવલ્લીનો યોનિગત બીજધર્મ દૂધ કે ચંદ્રનું અમૃત મીટાવી શકે નહીં; પોતે પોતાના ઉત્તમપણાનો ભોગ આપી તેને પોષી શકે, પણ તેને પોતાના સમાન કરી શકે નહીં. યોનિ કે યોનિગત બીજધર્મનું કારણ કર્મ છે અને એ કર્મનું પ્રતિક્રમણ કરવા જ્ઞાન સિવાય બીજા કોઇમાં શકિત નથી.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन । ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

જ્ઞાનનું આ મહત્ત્વ આર્ય મહર્ષિઓ સમજ્યા હતા. ભાગવત ધર્મમાં મહાત્મા જ્ઞાનાનંદજીએ પણ આજ વાત કરી હતી. વિનાયકજીએ પણ તેજ વાત કરી છે. માત્ર તેમણે તેને દિવ્ય દૃષ્ટિ નામ આપેલ છે. એટલે જ્ઞાનદૃષ્ટિ તે જ દિવ્યદૃષ્ટિ. આટલું બંનેમાં સામ્ય છે અને તે જ એક સર્વકાળે સર્વનો સર્વોત્તમ તરણોપાય છે.

ભાગવત ધર્મ કે દિવ્ય–દૃષ્ટિમાં રાષ્ટ્રભકિત અને ધર્મશાકત વિલીન થયાં હોય છે, એકરસ થયાં હોય છે. એ એક જ વાત તેમના સર્વોત્તમ-પણાનું કારણ છે. શ્રીમદ્ ભાગવતમાં પંચમ સ્કંધ એ રાષ્ટ્રભકિતનો નમુનો છે. તેમાં તે તે ખંડમાં ઉપાસનાને નામે ધર્મશકિત ઓતપ્રોત રાખી છે. આખું શ્રીમદ્ ભાગવત એ દિવ્ય દૃષ્ટિનો નમુનો છે અને તેમાં પણ अहं ब्रह्म, परं धाम, ब्रह्माहं परमं पदम् એ તેનું પ્રતીક છે. બીજી રીતે જોઇએ તો વિનાયકજીએ જે ત્રણ ભાગ પાડયા છે તે સકારણ છે. રાષ્ટ્રભકિત અને દિવ્ય દૃષ્ટિને, જ્ઞાનદૃષ્ટિને જોડનાર ધર્મશકિત એ અણમોલ કડી છે. જે રાષ્ટ્રભકિત ધર્મશકિતથી સંધાયલી નથી તે દિવ્ય દૃષ્ટિ પામી શકતી નથી. અને દિવ્ય દૃષ્ટિ વિના પોતાનું કે જગતનું શ્રેય સાધી શકવાનું નથી. આથી સ્પષ્ટ થાય છે કે ધર્મશકિતના આધાર વગરની રાષ્ટ્રભકિત નકામી છે, નુકસાનકર્તા છે, આસુરીભાવ આપનારી છે, પોતાનું અને જગતનું બગાડનારી છે. હાલનાં યુરોપી રાષ્ટ્રો તેનો નમુનો છે. યુરોપની સંસ્કૃતિ સ્વનાશક નીવડી છે, આત્મઘાતી થઇ છે.

યુરોપી પ્રજામાં રાષ્ટ્રભક્તિ પૂર્ણપણે ખીલેલી છે, પણ તે ધર્મશક્તિથી સંકળાએલી ન હોવાથી દિવ્ય દૃષ્ટિ પામી શકી નથી, અને દિવ્ય દૃષ્ટિની તેમાં ગેરહાજરીને કારણે તે આર્ય મહર્ષિ હૃદયની શાંતિ પામી શકવાની નથી, આ લોકપરલોક સુધારી શકવાની નથી. એટલે યુરોપી પ્રજાની રાષ્ટ્રભક્તિના અનુકરણથી ભારતભૂમિ તરી શકવાની નથી.

"જ્ઞાનવૃદ્ધા, તપોવૃદ્ધા, સંતભાજન ભારતી." આવો અત્યુત્તમ આદર્શ ધરાવતી ભારતભૂમિ તેની ધર્મશક્તિ અને દિવ્ય દૃષ્ટિથી જ જગતનું તારકપદ લેવાની છે. અને હવે મને સમજાય છે કે, જે સાત વિદેહ ભારત સેવકોનાં મને દર્શન થયાં તે એક અપૂર્વ લાભ મળ્યો ખરો, પરંતુ તેમને વેદનારાયણનાં દર્શન ન થયાં અને પાસમાં વસતા ભારતના અષ્ટ મહર્ષિઓનાં દર્શન કરવા તેમણે વખત ન લીધો, તે જણાવે છે કે દિવ્ય દૃષ્ટિની તેમાં ખામી ખરી. તેમના હાથમાંનાં પુસ્તકોથી તેમના કેટલાકમાં ધર્મશક્તિનું પૂજન જણાતું હતું, પણ દિવ્ય દૃષ્ટિ અને ઈશ્વરપ્રણિધાનની સફળતાની તેમાં કાંઈક ખામી ખરી. ગારૂં આ અવિચારી અનુમાન હોય તો પ્રભુ મને માફી આપો.

આવી વિચારમાળા ફેરવતાં ફેરવતાં જરા થાકેલ મને આસપાસ દૃષ્ટિ કરતાં મારી જમણી બાજુ મેં દેવાસનને આવીને બેઠેલો દીઠો. એ મણિધર ક્યારનો આવ્યો હશે તે મને સમજાયું નહિ. મેં તેના સામે જોયું એટલે તેણે પોતાની ફણા નમાવી અને મારા ખોળામાં આવી મારા શરીરને વીંટાયો. તેથી જાણે તે મારા શ્રમિત અંગને દબાવવાની સેવા કરતો હોય તેમ જણાયું.

મેં તેના શરીર પર હાથ ફેરવ્યો અને કહ્યું: 'દેવાસન, હવે હું અહીં કેટલાક દિવસ રહેવાનો છું. હવે મને સુવા દે અને ભાઈ, તું પણ જા, તારી જગાએ આરામ લે.' આ સાંભળી તે નમન કરી ચાલ્યો ગયો.

હું શયનની તૈયારી કરવા લાગ્યો તે સમયે બ્રહ્મનિષ્ઠ મણિલાલભાઈનું "કહીં લાખો નિરાશામાં અમર આશા છૂપાઈ છે," એ વચન મારા હૃદયમાં રમતું હતું.

પછી કેટલોક વખત પ્રણવજપ કરી ब्रह्मैवाहं । ब्रह्मैवाहं ઉચ્ચારતો હું સુઈ ગયો.*

---

* 'ગુજરાતી'ના તા૦ ૨૫–૮–૪૦ ના અંકથી તા૦ ૩–૧૧–૪૦ ના અંક સુધી પ્રથમ પ્રકટ થયેલા લેખોનો સંગ્રહ.

# ગુજરાતી પ્રેસનાં જ્ઞાનમય ધાર્મિક પુસ્તકો

# હિંદ અને બ્રિટાનિયા

## અને રાજ્યભક્તિ વિડંબણ

### ( એકાંકી અને એક પાત્રી નાટક. )

### નવી આવૃત્તિ

કર્તાઃ–સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ

(૧૮૮૫)–(કર્તાઃ–ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ–પ્રામાણિક ૪ થી આવૃત્તિ–સચિત્ર અને કર્તાના હસ્તાક્ષરના નમુના સહિત) આ પુસ્તકમાં હિન્દ દેવી અને બ્રિટાનિયા દેવી સાથે હિમાલયના શિખર ઉપર થયેલો રાજકીય અદ્‌ભુત કલ્પિત સંવાદ આપેલો છે. એમાં હિન્દની પ્રજાનાં સુખ દુઃખો જોરદાર ભાષામાં અંગ્રેજ સરકારને જણાવેલાં છે. છેવટે લોર્ડ રીપનને મોકલી બ્રિટાનિયા હિન્દનું સમાધાન કરે છે, તે કથા છે. આ પુસ્તકે ગુજરાતી સૃષ્ટિમાં અજબ જાગૃતિ આણી છે. લંડન ટાઇમ્સ વગેરે પત્રોએ ઉંચો અભિપ્રાય આપેલો છે. આ એકજ પુસ્તક છે જેને માટે દેશની ધારાસભામાં અને ઠેઠ પાર્લામેંટમાં સવાલો પૂછાયા હતા. ટીકા, ટીપ્પણ સહિત તૈયાર છે, નવા સુધારા વધારા સાથે. આ ગ્રન્થ સાથે સ્વ. ઇચ્છારામે લખેલું એક એકાંકી નાટક, જે રાજ્યભક્તિ વિડંબણને નામે છે તે છાપેલું છે. ગુજરાતી ભાષામાં આની બરાબરીનું એકકે રાજકીય પુસ્તક નથી. આ નાટક અથવા ભાણ રાજકીય દર્શન કરાવે છે. ઘણું સુંદર અને હાસ્ય ઉત્પન્ન કરે તેવું નાટક છે. કિં. રૂ. ૩ ઘટાડેલી કીંમત રૂ. ૨–૦–૦. ટ. ખ. ૦–૮–૦

---

# ત્રૈલોક્ય સુંદરી

વાર્તા સદ્‌બોધક છે. ત્રૈલોક્યસિંહની પ્રજા માટેની લાગણી વાંચનારનું ધ્યાન ખેંચી રાખે છે. તેની કન્યા ત્રૈલોક્ય સુંદરી વાર્તામાં મુખ્ય ભાગ ભજવે છે. ન્યાય આપવાની રીત, નાના દેશી રાજ્યોની રાજરમત, સ્વયંવર, કર્મની ગહનગતિ વગેરે સારી રીતે જાણવા મળે છે. દલિ સહાયક મંડળી, પાખંડપંડિત, ત્રૈલોક્ય સુંદરીનું કેદ થવું; તેને કેદમાંથી છોડાવવી, સતીને પરમેશ્વરની સહાય, દુષ્ટોની નિષ્ફળ બાજી વગેરે પ્રકરણો એક પછી એક ચાલ્યાજ આવે છે. એક પ્રકરણ વાંચ્યા પછી બીજા, ત્રીજા એમ ઉપરાઉપરી પ્રકરણો વાંચવાની ઉત્કંઠા વધે છે. સદ્‌વિચારનો વિજય, ભાવિ પ્રાબલ્ય, મનુષ્યના મિથ્યા પ્રયત્નો, દૈવી ચમત્કાર, મહાત્મા કે પરમાત્મા, અંતે ધર્મોજય અને પાપે ક્ષય પૃષ્ઠ. ૧૮૮. કિ. રૂા. ૦–૧૨–૦. ટ. ખ. ૦–૪–૦

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ